**ગુરદો** પુ૦ લોહીમાંથી મૂત્રનું ઝેર છુટું પાડનારા એ પિણ્ડ, ('એ પેટની ડાબી જમણી બાજુએ આવેલા છે') મૂત્રપિણ્ડ.

**ગુરુ, પુ૦ [સં૦]** વિદ્યા—વેદશાસ્ત્ર વગેરે ભણાવનારો, શિક્ષક; મેહેતાજી. ૨ ધર્મનીતિનો ઉપદેશ કરનારો. ૩ નવો ધર્મ સ્થાપનારો, નવો પન્થ ચલાવનારો. ૪ જજમાનને ત્યાં ગોરપણું કરતો આવેલો જે બ્રાહ્મણ તે; પુરોહિત. ૫ કોઈ પણ વિશેષ બોધ આપનારો અથવા દીક્ષા દેનારો ૬ એ નામનો ગ્રહ. એને ચાર ચન્દ્ર અથવા ઉપગ્રહ છે. ૭ (કવિતામા) બે માત્રાનો અક્ષર. —દીર્ઘ; અનુસ્વારવાળો, વિસર્ગવાળો, જોડાક્ષરની પ્રથમનો-હ્રસ્વ, અને (કામ પડેથી) ચરણની અન્તનો—હ્રસ્વ એટલાંને ગુરુની સંજ્ઞા છે. ૮ ઇન્દ્રાદિ દેવતાઓનો માનીતો પણ્ડિત, જેમ દાનવનો શુક્ર તેમ દેવતાઓનો ગુરુ—બૃહસ્પતિ. ૯ વડીલ—કુટમ્બમા જે પૂજ્ય પુરુષ તે ૧૦ ગાયત્રી મન્ત્રનો ઉપદેશ આપનાર. ૧૧ સમ્પ્રદાયવાળાઓ કાનમાં મત્ર મૂકી કણ્ઠી પેરાવે છે તે. ૧૨ રવિથી ચોથો વાર. વિ૦ મોટુ, શ્રેષ્ઠ, ઉત્તમ (કદમાં). ૨ ભારે (વજનમાં). ૩ અઘરુ; મેહેનતથી પ્રાપ્ત થાય તેવુ.

—'ગુરુઆદેશ'—નાથ પન્થના બાવાઓ—કાનફાટાઓ—એક બીજાને મળતાં બોલે છે. ૨ કોઈએ બીજાને ભમ્ભેરવો (તે માટે બોલાય છે)

—'ગુરુગમ'—ગુરુનો સઙ્ગ; સહવાસ.

—'ગુરુગમ્ય'—ગુરુપાસથી સમજણ લીધાવના આવડે નહિ તેવું—(શ્લોક, ગ્રન્થ ઈત્યાદિ).

—'ગુરુજન'—કોઈ પૂજ્ય પવિત્ર પુરુષ. ૨ કુટુમ્બનો વડો

—'ગુરુતલ્પગ'—ગુરુની સ્ત્રી સાથે સઙ્ગ કરનારો.

—'ગુરુમન્ત્ર' મુકવો—ઉશ્કેરવું, ચેતાવવું; સાવધ કરવું, ભમ્ભેરવુ.

—'ગુરુ મળવો'—એટલે પોતાથી ગુણ વિદ્યામાં ચઢિયાતો કોઈને છેતરી જનારો—ઠગને પણ ઠગનારો—હોશિયારને પણ ફસાવનારો, એ અર્થમા વપરાય છે.

**ગુરુત્વ, ન૦ [સં૦]** વજન; ભાર, બોજ.

**ગુરુત્વમધ્યબિન્દુ, ન૦ [સં૦]** હરકોઈ ભારનુ વચલુ બિન્દુ—જ્યા સઘળો ભાર ઝિલાઈ રેતો હોય તે.

**ગુરુત્વાકર્ષણ, ન૦ [સં૦]** સઘળા પદાર્થ—વજન—ભારનુ પૃથ્વી જે મોટો ભાર છે તેના મધ્ય બિન્દુ તરફ જે ખેંચાવુ તે; નાના વજનનુ મોટા વજનના મધ્ય તરફ ખેંચાવું તે

**ગુરુદક્ષિણા,** ગુરુને ત્યાં ભણી રહ્યા પછી, ગુરુને શિષ્ય—દક્ષિણા—પૈસા—ઇચ્છેલી વસ્તુ આપે છે તે.

**ગુરુબન્ધુ-ભાઈ, પુ૦ [સં૦]** એક જ ગુરુના જે ચેલા તેમાનો એકેકો—પરસ્પર સમ્બન્ધમાં.

**ગુરુમાન, ન૦ [સં૦]** પ્રિયનુ પ્રિયા ઉપર અથવા પ્રિયાનુ પ્રિય ઉપર લાડમા રિસાવુ થાય તે માન અને એ ઘણી વાર રે અને એમાં વાંકા વેણ વધારે નિકળે ત્યારે તે ગુરુમાન કેવાય (કાવ્ય શાસ્ત્રમાં). ગુરુમાન, મધ્યમાન અને લઘુમાન વિ૦ મોટુ.

**ગુરુવાર, પુ૦ [સં૦]** સાત વારમાનો એક; બૃહસ્પતવાર.

**ગુર્જર, પુ૦ [સં૦]** ગુજરાત દેશ—પ્રાન્ત.

**ગુર્જરી, સ્ત્રી૦** એક રાગણી.

**ગુર્જરગિરા, સ્ત્રી૦** ગુજરાતી ભાષા.

**ગુલ, ન૦ [ફ઼ા૦]** ફૂલ; પુષ્પ. **પુ૦-સ્ત્રી૦** દીવાને મોગરો; બત્તીની ઉપરનો બળેલો ભાગ.

—'ગુલ કરવુ'—ઘેર કરવુ; વડુ કરવું; હોલવી નાખવુ.

**ગુલકન્દ, પુ૦ [ફ઼ા૦]** ગુલાબના ફૂલને સાકરમા ઘણા દાડા સુધી રાખી મુકી તૈયાર કરેલો જે પદાર્થ તે.

**ગુલછડી, સ્ત્રી૦ [ફ઼ા૦]** એક જાતનુ ફૂલ.

**ગુલજાર-ઝાર, પુ૦ [ફ઼ા૦]** ફુલવાડી; બાગ; ગુલસ્તાન.

**ગુલતરાશ, સ્ત્રી૦ [ફ઼ા૦]** દીવાનો મોગરો કાતરનારી કાતર.

**ગુલતાન, વિ૦ [ફ઼ા૦]** લીન—મસ્ત થયલું; રસમગ્ન.

**ગુલદસ્ત, પુ૦ [ફ઼ા૦]** ફૂલનો તોરો, ગોટો.

**ગુલદાન, ન૦ [ફ઼ા૦]** ફૂલ મુકવાનુ શોભીતું કુંડુ.

**ગુલદાવદી, સ્ત્રી૦** એક જાતના ફૂલનો રોપો—છોડ.

**ગુલબાન,** ગપ્પ. ૨ કલબલાટ, ધુમરાન; ગરબડ

**ગુલબાસ, ન૦ [ફ઼ા૦]** એક જાતનું ફૂલ ને છોડ.

**ગુલમોહોર, સ્ત્રી૦ [ફ઼ા૦]** એક જાતનું ફૂલ.

**ગુલસ્તાન, સ્ત્રી૦ [ફ઼ા૦]** ફુલવાડી; બાગ, ચમન.

**ગુલ્મ,** સેનાનો એક ભાગ—ટુકડી. જેમાં નવ હાથી, નવ રથ, સત્તાવીશ ઘોડા તે પીસતાલીસ પાયદળ હોય છે તે ૨ પેટની ડાબી બાજુએ થતો એક રોગ. ૩ તલ્લીપર સોજો આવવો તે, પ્લીહા. ૪ ગોળો. વાતગુલ્મ, પિત્ત ગુલ્મ વગેરે.

**ગુલ્લર, ન૦** ઉમરો અથવા તેનું ફળ એનું અનન્ત બ્રહ્માંડરૂપે દૃષ્ટાન્ત આપવામાં આવે છે.

**ગુલાંટ, સ્ત્રી૦** જમીન સાથે માથુ ટેકી ટાંટિયા ઊંચા કરી ફેરવી ને પાછું ઝટ ઉભુ થઈ જવું તે; ગોઠિમડુ; ઉલટુ ફરી પડવુ તે. 'ગુલાટ ખાવી'—મારવી.' હર કોઈ વાતને ફેરવી નાખવી (સકેતમાં). 'તે વાતમા તેણે ખૂબ ગુલાટ મારી'

**ગુલાબ, પુ૦ [ફ઼ા૦]** એક છોડવો અથવા એનુ ફૂલ. ખોટો ને ખરો એમ બે જાતના ગુલાબ કેવાય છે. ફૂલના અર્થમા નપુસક લિઙ્ગ વિશેષ વપરાય છે. ગુલાબજળ, ગુલાબનુ અત્તર ઇ૦ શબ્દો છે.

—'ગુલાબી ઉંઘ'—મીઠી—સેજસાજ ઉંઘ.

**ગુલાબદાન-ની, સ્ત્રી૦ [ફા૦]** ગુલાબનુ પાણી ભરી રાખવાની અને લોકના કપડાપર છાંટવાની જે સીસી અથવા રૂપા સુનાની ઝારી તે—એના મોડાપર ઝીણા ઝીણાં કાણાં હોય છે.

**ગુલાબી, વિ૦** ગુલાબના જેવા રઙ્ગનુ—એ રઙ્ગ બે જાતનો હોય છે ઘેરો ગુલાબી ને ફુલ—ખુલતો ગુલાબી

**ગુલામ, પુ૦ [આ૦]** જે ચાકર પોતાની ઇચ્છા પરમાણે કઈજ કામ કરી શકતો નથી ને ધણીનો જુલમ વેઠે છે તે, જે પોતાની હલકી તાબેદારીમાંથી છૂટો થઈ શકતો નથી તે; સઘળી રીતે તાબેદાર. ૨ અધમ—નીચ પુરુષ, વેશ્યાપુત્ર. એ શબ્દ વિશેષણ રૂપે પણ વપરાય છે.

**ગુલામગીરી, સ્ત્રી૦** દાસપણુ; ગુલામની જે હાલત તે. ૨ છેક જ હલકી તાબેદારી; ખુશામત.

**ગુલામડો-બચ્ચો, પુ૦** ગુલામ (૨ જા અર્થમાં)

**ગુલામી, ગુલામગીરી.**

**ગુલાલ, ગલાલ.**

**ગુલાલા, ગુલ્લાલા.**

**ગુલી, સ્ત્રી૦** જીવડાનુ, સપેત અથવા કાબરુ નાનુ ધર. —'ગુલીગાય'—એ ધરમાં રેતું જીવડું.

**ગુલ્લાલા, પુ૦** માહા ફાગણમાં થતું એક જાતનુ નાજુક શોભીતુ ફૂલ

**ગુવાર, સ્ત્રી૦** એક જાતનું શાખ ગુવાર સીગ—ફળી (ગવાર). ૨ એનો છોડ. ૩ એના દાણા.

**ગુસ્સો, પુ૦ [આ૦]** કોઈથી કંઈ દુખ થયુ તો તેની સામાં થવાનો અથવા વેર લેવાનો દિલમાં જે જોસ્સો—ઉભરો થઈ આવે તે, ક્રોધ; રીસ; ચીડ

**ગુહક, પુ૦** ભિલ્લની એક જાત. એ જાત નાની નદીમાં હોડી ચલાવવાનુ કામ કરે છે.

**ગુહા, સ્ત્રી૦ [સં૦]** પાડનુ પોલાણ; ગુફા ૨ ઝાડની બખોલ.

**ગુહ્ય, ન૦ [સં૦]** શરીરની છુપી ઇન્દ્રી. ૨ છાની રાખવા જોગ વાત—મતલબ ૩ અપ્રગટ અર્થ, ગૂઢ (મન્ત્ર તન્ત્ર આદિ), રહસ્ય, મર્મ, ભેદ. **વિ૦** છૂપુ; ગુપ્ત

**ગૂંચ-છ, સ્ત્રી૦** આંટી પડીને જે ગાંઠ બન્ધાઈ ગઈ હોય તે. ૨ કોઈ કામમા સમજણ નહિ પડતી હોય તે; (હિસાબની ગૂચ).

**ગૂ, ન૦ (સં૦ ગુવતિ—મળ ફાડવો)** મનુષ્યનુ અઘેલુ તે; વિષ્ટા એ શબ્દ પશુ પક્ષીના નરકને લગાડવામા આવતો નથી

**ગૂજવું,** ગજવુ

**ગૂઢ, વિ૦ [સં૦]** છૂપુ, સન્તાઈ રયલુ. ૨ અઘરુ; કઠણ, ન સમજાય તેવું; ઉણ્ડું.

**ગૂણ, સ્ત્રી૦** અનાજ, સામાન વગેરે ભરવાનો મો જે કોથળો તે, ઊંટ ઘોડા ગધેડા ઉપર માલ વાના બે પાસ ઝુલતાં જે નાંખવામાં આવે છે

**ગૂસેણું, ન૦** ગૂ કાડી નાંખવાનુ ભાંગેલું ઠીકરું.

**ગૃધ્ર, પુ૦** ગીધ પક્ષી.

**ગૃહ, ન૦ [સં૦] ઘર** (માણસને રેવાનુ)

**ગૃહપ્રવેશ,** (ઘર પ્રવેશ) શાસ્ત્રમાં કહ્યુ હોય તે પ્ર શુભ મુહૂર્ત ચોઘડીયે નવા ઘરમાં દાખલ થવુ

**ગૃહસ્થ, પુ૦ [સં૦]** ઘર સસાર માંડીને રયલો પુ ૨ સારા, કુળનો પ્રતિષ્ઠીત પુરુષ. ૩ બ્રાહ્મ ન્યાતમાં જે વર્ગ, કોઈનું આપેલુ દાન લેતો ન (ભિક્ષુક ને ગૃહસ્થ એવા બે વર્ગ હોય છે).

**ગૃહસ્થાઈ, સ્ત્રી૦** ગૃહસ્થપણુ, સુઘડ રીતભાત

**ગૃહસ્થાશ્રમ, પુ૦ [સં૦]** ચાર આશ્રમમાનો બ

**ગૃહસ્થી, વિ૦** બૈરી છોકરાંવાળો, સસારી

**ગૃહ્ય,** ઘર સમ્બન્ધી. [પરણેલી ઘર ચલાવનાર

**ગૃહિણી, સ્ત્રી૦ [સં૦]** ગૃહસ્થની સ્ત્રી, ધર્મશાસ્ત્ર

**ગેંડો, પુ૦ [હિં૦]** પગે ખરી હોય પણ ગાયની વાગોળે નહિ તેવુ, જાડી ચામડીનુ અને નાક ઉ એકજ સિઙ્ગડું હોય તેવું એક પશુ એના ચામડાં ઢાલ બને છે. [વચનમ

**ગેણાં-ણિયાં, ન૦** નાના બળદ; વાછરડા. ગેણું (

**ગેદ, સ્ત્રી૦ [હિં૦]** દડી—(ફૂલ—રેશમની)

**ગેડાં, ન૦** તાડછાં

**ગેડી, સ્ત્રી૦** એક પાસેથી વાંકી વાળેલી લોડાની વાસની હાથમા ઝાલવાની લાકડી. ૨ દડો ફેંકવા એક પાસ ગાડો હોય તેવી લાકડી.

**ગેણી-ની, સ્ત્રી૦ [અ૦]** સુનાનો એક તરેહ સિક્કો—(સવા દશ રૂપિયા)

**ગેડા, ગેંડો.**

**ગેદળ, ન૦** હાથીતું ટોળુ "પામ્યો પામ્યો રાજ સન આહી, હેદળ ગેદળ પેદળ પાલખી" (મીરાં

**ગેબ, વિ૦ [આ૦]** ન દેખાય તેવું; અણછતું; ૨ ગેબ થઈ જવુ—અલોપ થવું, ન દેખાવુ, બીજ નજર આગળથી એકાએક જતુ રેવુ

**ગેબી, વિ૦ [આ૦]** ન દેખાય તેવુ, છૂપુ. ગે અવાજ એટલે કા ને કોણ કરે છે એ ન સમ તેવો છુપે ઠેકાણેથી નિકળતો અવાજ ૨ અકસ્માત

**ગેભર, ન૦ [સં૦ ઘૃતવર]** પરસુદીના લોટને સ પડે કાળવી તેનો પાતળો રગડો જોપીની ઘ આકારના વાસણમાં ઘીમાં તળી કાડી એ જે થાય તેને પછી ખાંડની ચાસણી સારી પેઠે જે પકવાન તૈયાર થાય તે

[ફા૦] ઉપસર્ગ, નહિ, નિશ્ચય, અભાવ એવા અર્થમાં વપરાય છે. ગેરવાજબી, ગેરહાજર, ગેરશિસ્ત વગેરે.
ગેરઆબરૂ, સ્ત્રી૦ નહિ જે આબરૂ તે, અપમાન.
... સ્ત્રી૦ આબરૂ રાખવાની સમજ—કાળજી, લાજ, શરમ [સાન; બગાડ.
ગેરફાયદો, પુ૦ ફાયદો નહિ તે; ખોટ; તોટો, નુકસાન.
ગેરબંદોબસ્ત, પુ૦ અન્ધેર કારભાર; ઘાલમેલ; અવ્યવસ્થા.
ગેરમરજી, સ્ત્રી૦ [ફા૦] નાખુશી, અપ્રસન્નતા ૨ નારાજી; ગેરમેહેરબાની.
ગેરમેહેરબાની, સ્ત્રી૦ અકૃપા; કતરાજી.
ગેરરીતે, અ૦ આડે—ખરાબ રસ્તે; અઘટિત રીતે, ગેરફાયદે.
ગેરવલ્લે, અ૦ ટેરવેલે—મુકરર—ચોકસ ઠેકાણે નહિ પણ ગમે ત્યાં, આડું અવળું મુકાયું—ગયું હોય તેમ; ખોવાયલુ હોય તેમ. 'કાગળ ગેરવલ્લે પડ્યો છે.'
ગેરવાજબી, વિ૦ અઘટતું; બે ઇનસાફ; અયોગ્ય.
ગેરવાટે, અ૦ આડે રસ્તે; ખરાબ—અનીતિને મારગે
...ગેરુ, પુ૦ ઘઉંના ખેતરમાં ઉત્પન્ન થતો એક રોગ.
ગેરરસ્તે, અ૦ કાયદા—ધારા—રૂઢિ—રસમ—ચાલતી રીતથી ઉલટી રીતે અથવા તેમાં ફેરફાર કરીને, બેકાયદે; આડે રસ્તે [ગાફેલ.
ગેરહાજર, વિ૦ હાજર ન હોય તે. ૨ અસાવધ;
ગેરહાજરી, સ્ત્રી૦ હાજર ન થવું—હોવું—રેવું તે.
...ત, ગેરત.
...ન૦ ઘઉંને લાગતો એક રોગ, ગેરવો.
... પુ૦ [સં૦ ગૈરિક] એક જાતની લાલ મટોડી ...ફેતીને સારુ જેમ ચાક કામમાં આવે છે તેમ ...ણી રતાસને સારુ ગેરુ કામમાં આવે છે. ૨ એક ...તનો વનસ્પતિ રોગ ઘઉંને એ રોગ થાય છે સારે ... ઉતપખીર છાટી હોય તેવા થઈ જાય છે.
..., ગરેલો ભુક્કો. 'ઘઉંતા તે ગેરો પડ્યો.'
... સ્ત્રી૦ લાડવુ તે, લાડ; રમત ('કુતરો ગેલ કરે ...). ૨ રમત; ખેલ.
..., ગહ્વર.
..., મારગ.
..., ઘર, ન૦ ધામ.
...ડું, વિ૦ ગુંથાયલુ, ગન્દું, ફુએડાઇવાળું.
...તે, પુ૦ ગન્દુ કરી મેલનારો, ફુએડ. ૨ હજામ.
...રું, ન૦ ગામના ઝાંપાની નજીકની જગા; જ્યા ...ર ચરે છે તે ઠેકાણુ, પાદર.
...રો, પુ૦ ગોદરું; ઘરસ ખાતાનું ગૌચરણ.
...ટી, પુ૦ એકઠા કરેલા જમવાના પદાર્થ તે. 'ગોંદા ઘાલવો'—દાળભાત વગેરે એકઠું કરવું.
ગોંધવું, ક્રિ૦ સ૦ કોઈ પણ પ્રાણીનો જીવ રુંધાય તેમ કરવું, કબજે કરવું; કેદ કરવું 'ચોરને કોટડીમા ગોંધ' ૨ સાંકડમાં—મુસીબતમાં—કષ્ટનમા આણી રાખવું. ૩ એક ઠેકાણેથી—એક કામમાંથી બીજે ઠેકાણે—કામે ન જવાય તેમ કરવું
ગોંયજો, પુ૦ હજામ.
ગો, સ્ત્રી૦ [સં૦] ગૌ, ગાય.—એ અર્થમાં શબ્દની પૂર્વે જોડાય છે.—ગોકુલ, ગોમુખ, ગોકર્ણ, ગોમય, ગોપુચ્છ ઇત્યાદિ. ૨ ઇન્દ્રી—ગોચર, અગોચર. ૩ પૃથ્વી. ૪ સ્વર્ગ. ૫ કિરણ. ૬ સૂર્ય. ૭ સરસ્વતી. ૮ પૃથ્વી.
ગોકર્ણ, ન૦ [સં૦] ગાયના કાન જેવા જે કાળાં—કાળાં કાળા ધોળાં ફૂલ થાય છે તે (એને કુતગના કાન કે છે અને એ ચોમાસામા ઉગે છે)
ગોકળગાય, સ્ત્રી૦ પેટ વસતુ ચોમાસાનુ એક જીવડુ—એને બે સિંગડા હોય છે અને અકેકા સિંગડાને છેડે સિંગડાંમાં રેલી અકેકી આંખ હોય છે, જેને તે પોતાની મરજી મુજબ ટુંકી કરી અન્દર લે લેછે; પરમેશ્વરની ગાય
ગોકળઆઠેમ, સ્ત્રી૦ શ્રાવણ વદ ૮ વલ્લભી વૈષ્ણવોએ માનેલી તે.
ગોકુળ, ન૦—ગો—ગાય+કુળ—ટોળુ (ગાયનું ટોળું). દશ સહસ્ર ગાયોનુ ટોળું (જૈન) ૩ કૃષ્ણના જન્મનું ગામ (એ ઉત્તર હિન્દુસ્તાનના વ્રજમાં જમના નદીના કિનારાપર આવેલુ છે).
—'ગોકુળપુરી'- જે સ્થાનમાં પૈસો ટકો ચાકર નફર સ્ત્રી પુત્રનું સમ્પૂર્ણ સુખ હોય છે તે.
—'ગોકળી ઘુમવી'—શ્રાવણ વદિ અષ્ટમીએ કોળી વગેરે હલકા લોકો રમે છે તે.
—'ગોકુળીયો રોગ'—વિરહાગ્નિથી થતી પીડા.
ગોખ, પુ૦ હવેલી—ઘરની આગલા માળની સ્વેસ ઉપરની બાર નિકળતી કટેરાવાળી જગા ૨ ગોખલો
ગોખર, પુ૦ ગાયમાં ઉછરેલો ગોધો.
ગોખરુ, પુ૦ [સં૦ ગોક્ષુર] ગાયની ખરી જેવો એક જાતનો કાંટાવાળો છોડ. એ ઓસડમાં ધાતુપુષ્ટિને માટે વપરાય છે. ૨ ચપટેલા તારને ત્રણખુણી કરી બાંધેલો તે ૩ એક તરેહની પ્રીત.
ગોખલી, સ્ત્રી૦ નાનો ગોખલો.
ગોખલો, પુ૦ હરકોઈ ચીજ મુકવાને અથવા બેસવાને અથવા દેવ વગેરેને બેસાડવાને દિવાલ—ભીંતમાં જે પોલાણ રાખેલું હોય તે, બારણા વગરનું નાનુ તાકું.
ગોખવું, ક્રિ૦ સ૦ [સં૦ ઘોષ] સ્મરણ રાખવા સારુ તેનો તેજ શબ્દ ઘણીવાર ભણ્યાં કરવો; ગોખે—પાઠ કરવું. ૨ મારવું

**ગોઠાઈ,** સ્ત્રી૦ અતાદર; નગુરાઈ, લોંઠાઈ. 'લાલણુંમણુ રઘુનાથ ન કીજે મળતા સુ ગોઠાઈ'
**ગોઠિમડું,** ન૦ માથું નીચું રાખી પગને ઊંચા કરી ફરી જવું તે; ગુલાંટ. 'ગોઠીમડું ખાવું.' ૨ ગોઠિમડીનું ફળ
**ગોઠિયેણ,** સ્ત્રી૦ સૈયરણી, બેનપણી.
**ગોઠિયો,** પુ૦ સાથે રમનારો ફરનારો; દોસ્ત, સોબતી, સાથી. ગોઠ—અન્તરની વાતચિત સાંભળનારો—કેનારો.
**ગોઠી,** પુ૦ જૈનના દેરાના પુજારી—નોકર.
**ગોઠીલ,** પુ૦ ભાઈબન્ધ; મિત્ર, ગોઠિયો.
**ગોઠો,** પુ૦ [સં૦ ગોષ્ઠ] જ્યાં ગાય ઢોર બન્ધાતાં હોય તે જગો—છાપરી—ઝુંપડું; ફોડ. ૨ જમ્પ, નિશાન. ૩ પક્ષીનો માળો. 'મુરઘીનો ગોઠો.'
**ગોડ,** ન૦ શરીર ઉપર રસ વિકારથી થતી જે ગાંઠ તે, ગુમડું કઠણ હોય ત્યાં સુધી ગોડ અને પાકવા માંડે અથવા પોકે તારે ગુમડું કેવાય
**ગોડગુમડ,** ન૦ ગોડ અને ગુમડાં
**ગોડવું,** ક્રિ૦ સ૦ તમ્બાકુ વેંગણ મરચાં વગેરે છોડવાઓની આસપાસની જમીન થોડી થોડી ખોતરી—ખોદી પોચી પાડવી. ૨ ખોદવું
**ગોડસારંગ,** પુ૦ સારંગ રાગનો એક ભેદ.
**ગોઠાઉન,** ન૦ [અં૦] માલ ભરી રાખવાની વખાર
**ગોડી,** સ્ત્રી૦ પાછલે પોરે જા—૫ વાગતે ગાવાનો
**ગોડી,** સ્ત્રી૦ [મ૦] મિઠાસ, મધુરતા [એક રાગ
**ગોડીણી,** સુતર
**ગોડે,** અ૦ પેઠે, માફક, તેમ; મિસાલે.
**ગોણણી,** સ્ત્રી૦ જે સોવાસણ બ્રાહ્મણીને મુએલાને નામે જમવા તેડેલી હોય તે. ૨ વ્રત નિમિત્ત જમનારી કોઈ પણ સોવાસણ કેરી—કોઈ પણ નાતની પણ નાતરું ન કર્યુ હોય તે.
—'ગોણણી વાળવી'—સોવાસણને જમાડવી.
**ગોત,** ન૦ ગોત્ર, કુળ
**ગોતર,** ન૦ સીંગ કસણાં કણી વગેરેમાંથી અનાજ કાઢી લીધા પછી રહેલો જે ભૂકો તે; મઠ, મગ વગેરે કઠોળની પાદડી.
**ગોતરજ,** ગોતરેજ.
**ગોતરી,** વિ૦ એકજ—તેજ ગોત્રનું જે કોઈ તે, કુટુમ્બી (પુરુષ અથવા સ્ત્રી).
**ગોતરેજ,** સ્ત્રી૦ કુળદેવી.—લગનમાં એને કેટલાક કર આપવો પડે છે. ૨ રન્નાદેવ.
**ગોતવું,** ક્રિ૦ સ૦ ખોળવું; શોધવું, ઢુંઢવું
**ગોતું,** ન૦ દોવાણ, કાંસવાળી જમીનમાં ઉગેલું ઘાસ. ૨ જુવાર ઢુંઢસાં વગેરે જે ઢોર ઢાંકને સારુ બાંદેલું હોય તે. ૩ ઠીકજ ટાઢું સવાદ પડવાનું તે. 'ધાન ટાઢું ગોતી ... ગયું છે'

**ગોત્ર,** ન૦ [સં૦] વંશનો મૂળ પુરુષ જે ઋષિ તે; એથી જે મણ્ડાણુ તે.—'નર્મદાશંકરનું ગોત્ર ઑક્ષણસ્ છે. ૨ ગોત્રમાં ઉત્પન્ન થયેલા જે મનુષ્ય સમુદાય તે.—'તેનું ગોત્ર મોટું છે'—ઘણું વધ્યું છે.
**ગોત્રજ,** વિ૦ [સં૦] એકજ—તેજ ગોત્રમાં ઉત્પન્ન થયલું (માણસ), ગોતરી —પણ, બાપ, બાપનો બાપ, તેનો બાપ, ભાઈ, કાકો, ભતરીજો એ પાસેનાં સગાઓ જે શ્રાદ્ધમાં વળતાં નથી તેઓને ગોત્રજ અથવા ગોતરી નથી કેતા. ગોતરી શ્રાદ્ધમાં ખપે છે, પણ કન્યા આપવે લેવે ખપતા નથી
**ગોત્રબન્ધુ,** પુ૦ [સં૦] પરસ્પર સૂતક પાળવાનો સમ્બન્ધી ન છતા એક ગોત્રમાં ઉત્પન્ન થયેલો—થયલા તેમાંનો એકેક.
**ગોત્રી,** ગોત્રજ.
**ગોથ,** સ્ત્રી૦ કનકવાનું ઊંધે માથે જે નીચું વળી જવું—સુઈ જવું તે 'ગોથ ખાવી—મારવી.'
**ગોથ,** વિ૦ ચારની સંખ્યાનો સંકેત છે—વેપારી ને દલાલોમા.
**ગોથણો,** પુ૦ ઠેલાંને છેડે ઘાલેલો ખીલો તે—જેની સાથે ધુસરી નાડવામાં આવે છે.
**ગોથપડી,** વિ૦ ચૌદની સંખ્યાનો સંકેત
**ગોથું,** ન૦ અથડાવું તે, ફાંફા મારવા તે. ગોથાં માર્યાં—ખાવાં. ૨ છેતરાવું—ભૂલ કરવી તે 'તેણે તે કામમાં જબરું ગોથું ખાધું'. ૩ ઊંધે માથે પડી રેવું તે 'ગોથું મારીને સુઈ જા.' ૪ પશુના માથાનો હડસેલો—ધક્કો. 'ગાયે ગોથું માર્યું.'
**ગોદ,** સ્ત્રી૦ [હિં૦] ખોળો.
**ગોદડિયું,** ન૦ સેવડની એક જાત.
**ગોદડી,** સ્ત્રી૦ નાનું અને પાતળું ગોદડું
**ગોદડું,** ન૦ પાથરવા ઓઢવાનું, કપડાના ખોળિયામાં રૂ ભરેલું એવું તે.
**ગોદરું,** ગોબરું.
**ગોદી,** સ્ત્રી૦ કામ પડે ત્યારે ખાડીનું પાણી અન્દર આવે એવી તજવીજનું વાણો બાંધવા—સમારવાનું જે ઠેકાણું તે. ૨ સમુદ્ર અથવા નદી કીનારે માલ ઉતારના ભરવા, અને ઉતારને ચડવા ઉતરવાની તળાવના આકારે બાંધી લીધેલી જગ્યા. વાણ વગેરેને જવા આવવા સારુ તેમા એક દરવાજો બાંધવામાં આવે છે.
**ગોદો,** પુ૦ જોરમાં મુક્કો મારવો તે; ધોકો. ૨ બાજુને જોરથી પરોણો મારવો તે ૩ વગર અણીની કોઈ વસ્તુનું અચાનક વાગવું તે. 'મને લાકડીનો ગોદો વાગ્યો.' ૪ નુકસાન થવું 'મને કોકટમાં સો રૂપયાનો ગોદો લાગ્યો'
**ગોદોહન,** ન૦ ગાયને દૂધ કાઢવા—દોહવાનો વખત

**ગોધણ, ન૦** ગાયનુ ચરવા જતુ ટોળુ, ગાયનુ ધુવારુ—ગોવારુ.

**ગોધમ,** [ ગોધુમ ] ઘઉં

**ગોધલી-ધાલગન, ગોધુલગન.**

**ગોધું, ન૦** નાનો બળદિયો; વાછરડો

**ગોધુલગન, ન૦ [ગોધૂલ લગ્ન]** સૂર્ય અસ્ત થવાની પેલાની અડધી ઘડી ને અસ્ત થયા પછીની અડધી ઘડી મળીને એક ઘડીના કાળમા જે લગન કરવા તે, સમીસાંજના જે લગન તે.

**ગોધુમ-ધૂમ, પુ૦ [સં૦]** ઘઉ

**ગોધે આવવું, ક્રિ૦ અ૦** ગાયે સવાણે આવવુ.

**ગોધો, પુ૦** ગાયની જાતમાં જે નરપશુ તે, સાડ, આખલો નાના વાછરડાને—ગોધાને ખાસી કરે છે ત્યારે તે ગાડીએ જોડવાને અને ભાર વેવાને લાયક થાય છે. ખાંસી—ખસી કરેલા ગોધાને બળદ કેછે. ગોધો ઘણો મસ્તાન હોય છે ને એ ઉપરથી—જેને ભણવા રળવાની કાળજી નથી અને જે હરામનુ ખાઈ મસ્ત રેછે તે નફ્ફરો ગોધો—સાંડ કેવાય છે.

**ગોપ, પુ૦ [સં૦]** રક્ષણ કરનાર ૨ ગુપ્ત રાખવુ, છાનુ રાખવુ. ૩ ગોવાળિયો ૪ પુરુષની કોટે ઘાલવાનુ સુનાનુ એક ઘરેણુ, દોરો.

**ગોપતિ, પુ૦ [સં૦]** ગાયોનો ધણી—માલીક ૨ બળદ. ૩ સેનાનો નાયક.

**ગોપદ, ન૦ [સં૦]** ગાયનુ પગલુ

**ગોપન, ન૦ [સં૦]** સરક્ષણ ૨ ગુપ્ત રાખવુ તે

**ગોપવું, ક્રિ૦ સ૦** ગુપ્ત કરવુ; છુપાવવુ 'પાવક ભસ્મે ઢાંકિયો, તેમ ગોપવીયુ તેજજી'

**ગોપહાર, પુ૦** સ્ત્રીના કોટનુ એક ઘરેણુ

**ગોપાલ, પુ૦ [સં૦]** ગાય ઢોર પાળનારો, ગોવાળિયો. ૨ શ્રીકૃષ્ણનુ નામ છે ૩ રાજા

**ગોપી, સ્ત્રી૦** ગોવાળિયાની સ્ત્રી એ શબ્દ ખાસ કરીને ગોકુળ વૃન્દાવનની સ્ત્રિયોને લાગુ પાડવામાં આવે છે. ૨ દૂધ દહી વેચનારી સ્ત્રી 'ગોરસવાળી ગોપિકા'

**ગોપીચન્દન ન૦ [સં૦]** દ્વારકામા ગોમતી નદીની પીળાસ પડતી સફેત અને ચિકણી જે મટોડી તે. એને પાણી સાથે ઘસીને વેરાગીઓ ટીલા કરે છે

**ગોપુર, ન૦** દેવડી; રાજ્યમેલના આગલા દરવાજાપરની મેડી-છજુ 'નચ્ચે નદન ગોપુરે મુદિત થૈ વારાગનાઓ'

**ગોપ્ય, વિ૦ [સં૦]** ગુપ્ત રાખવા જોગ (મન્ત્ર, વિચાર ઈ૦)

**ગોફણ-ફેણ, સ્ત્રી૦** વચમા ગાળો ને બે પાસ છેડા એવી સુતર—સણ—ચામડાની ગુથેલી જે દોરી તે. એ ગાળામા કાદવનો સુકો ગોળો ઘાલીને તે ખૂબ ફેરવી એક છેડો તાકીને મુકી દીધાથી તે ગોળો પક્ષીઓને આબાદ લાગે છે

—'ગોફણિયાલાડુ'—ગોફણમાના ગોળા જેવા નાના નાના થોડા ઘીના ગબડતા લાડુ

**ગોફણી-ણો, સ્ત્રી૦** સ્ત્રિયોને અમ્બોડે લટકતુ રાખવાનુ સુના—રૂપાનુ ઘુઘરીવાળુ ઘરેણુ. ૨ કેટલીક વૈશ્ય—વાણિયાની નાતોમા વિવાહ કરતી વખતે કન્યાને પૈસા ઘરેણાં આપવાની રીત કરવામા આવે છે તે

**ગોફણો, પુ૦** હુક્કાની ઉપર જડેલો લાકડાનો એક અવયવ; ગોથણો.

**ગોબર, ન૦-પુ૦** અડાયાં—છાણાનો ભૂકો, 'ઘી ગોબર મીઠું.'

**ગોબરી, સ્ત્રી૦** ગન્દી.

**ગોબરું, ન૦** છેક ઝીણુ પણ ખિચોખિચ એવા સૈયડ

**ગોબરું, વિ૦** ગન્દુ.

**ગોબરો, પુ૦** હોળની દાઢીના આગલા ભાગ તરફ એટલે જ્યા ઝુસરી નાડવામાં આવે છે ત્યા જે ત્રણ લાકડાની ખીલી હોય તે [ખાડો પડવો

**ગોબા-ભાવું, ક્રિ૦ અ૦** ગોભો પડ્યો હોય તેવુ થવુ

**ગોબો-ભો, પુ૦** ધાતુનુ વાસણ અથવા ઘરેણુ જોરમ અફળાયાથી તે ઉપર જે આછો ખાડો પડે તે

**ગોમ, સ્ત્રી૦** ઘોડાના આગલા બે પગ નીચે-તફ્ તે ભમરી દબાય તે ખોડ 'ગોમ તજાવે ભોમ'

**ગોમટો, પુ૦** ઝીણો પાકો દોરો

**ગોમણ્ડલ, ન૦ [સં૦]** પૃથ્વીનો ગોળો ૨ ગાયોનુ ટોળુ

**ગોમય, ન૦ [સં૦]** ગાયનુ છાણ ૨ ગાયથી ભર

**ગોમાયુ, પુ૦ [સં૦]** શિઆળ; કોલુ 'સિહ કે લક્ષમાં ગોમાયુનો નહિ લાગ.' (ભા.)

**ગોમાંસ, ન૦ [સં૦]** ગાય—બળદનુ માસ

**ગોમુખ, ન૦** ગાયનુ મુખ ૨ એ આકારનુ એક વા ૩ પાણી નિકલવાની એ આકારની જગા 'ત્ર્યં માથી ગોદાવરી ગોમુખમાંથી વે છે'

**ગોમૂત્ર, ન૦ [સં૦]** ગાયનુ મુતર

**ગોમૂત્રિકા, સ્ત્રી૦ [સં૦]** બળદના મુતરવાથી જે ઉપર જે આકાર થાય છે તે આકારમા રચેલી કવિતા તે, એક પ્રકારનુ ચિત્રકાવ્ય

**ગોમેદ, પુ૦ [સં૦]** પીળારંગનો હીરો, પોખરાજ.

**ગોમેધ, પુ૦ [સં૦]** ગાયનો યજ્ઞમા જે ભોગ આપવો

**ગોર, પુ૦ [સં૦ ગુરુ]** લગન અવેરણીના કર્મ મુઆની ક્રિયા કરાવનારો બ્રાહ્મણ. ૨ શૂદ્રને કર્મ, ક્રિયા કરાવનારો અને રોજ સીધાં પગ્ગભાગ લેનારો વળી પરમ્પરાનો ઘરનો જે બ્રાહ્મણ તે, કુળગોર ૩ જાત્રા તીર્થ—ક્ષેત્રમાં જે બ્રાહ્મણ ક્રિયા કરાવતો હોય ૪ ગોરજી 'ગોર પરણાવી આપે પણ કંઈ ઘર

ગોસ, અ૦ જમણીતરફ (વાણુ—હોડીના સુકાનનું લાકડું ફેરવતી વખત)

ગોસાંઇ, પુ૦ [ગોસ્વામી] ચોટલી બોડાવી ભગવા વસ્ત્ર ધારણ કરી વૈરાગી થયલો હોય તે, બાવો, જોગી, જટાધારી. ૨ વલ્લભાચાર્યના વંશનો પુરુષ, મહારાજ.

ગોસ્વામી પુ૦ [સં૦] ગાયોનો માલીક. ૨ પૃથ્વીપતિ, રાજા ૩ એક જાતના ધાર્મિક ભીખારીઓ. ૪ એ શબ્દ એક પદવી તરીકે વાપરવામા આવે છે જેમ 'રૂપ ગોસ્વામી,' બોપદેવ ગોસ્વામી'

ગોહ, સ્ત્રી૦ ગુફા.

ગોહાવું, ક્રિ૦ અ૦ મુઝાવુ, ગુગળાવુ

ગોહોર પુ૦ [આ૦] ઊણ્ડો વિચાર. દરિયાફ્ત. ગોહોર કરવો—કરવું

ગોહોર, સ્ત્રી૦ [ફ્રા૦] જે ખાડામા મડદાને દાટવામાં આવે તે

ગોળ, પુ૦ [સં૦ ગોલ] સપાટી ઉપર જે આકૃતિના મધ્યબિન્દુથકી તે હદલીટી—પરીઘ સુધી સઘળેથી સરખા અન્તર હોય તે. ૨ એ આકારનો અથવા જેનો પૃષ્ઠભાગ કાપેથી એવા આકાર પેદા થાય તેવો જે નક્કર પદાર્થ તે—ભૂગોળ, ખગોળ ઈ૦. વિ૦ ચક્રાકાર; વર્તુળાકાર; લીંબુ—નારંગી—દડાના આકારનું.

ગોળ, પુ૦ [ગુડ] સેરડીનો રસ સારીપઠે ઉકાળી ઘાડો કઠણ કરેલો પદાર્થ 'ગોળ ઘાલે તેવુ ગળ્યું થાય', 'ગોળે મરે તેને વીખે ન મારિયે' એ કેવતો

—'ગોળ ખાધા સાથે કામ'—આડી અવળી વાતને બાજુએ મુકી પોતાનુ કામ કાઢી લેવુ તે.

—'ગોળના પાણીએ નાવું'—છેતરાઈ જવું, ભૂલ થાપ ખાવી, ભૂલમાં પડવુ. 'આવ્યા એવા જાઓ અને ગોળને પાણીને નાઓ'.

—'ગોળનુ ગાડું'—કોઈ મોટો લાભ. 'ગોળનુ ગાડું દાબે રે, કર્મકુટ કેતી કહુ' (ધીરો)

—'ગોળમટોળ'—ઢઈ નહિ, શત્ય 'તેણે પરીક્ષામા ગોળમટોળ મેળવ્યું હતુ.'

ગોળકેરી, સ્ત્રી૦ ગોળની ચાસણીમા કેરીના બાફેલા કકડા નાખેથી જે મિઠાઈ બને તે

ગોળગોળ, વિ૦ મતલબ ન સમજાય તેવુ અડધુંપડધું અહિનુ તહીનુ—ગરબડિયુ (બોલવું) ૨ લલચાવવાને મીઠું મીઠું લાગે તેવુ (બોલવુ) ૩ પિગળેલુ. ૪ ગોળ જેવુ નરમ

ગોળધાણા, પુ૦ ગોળ અને ધાણા. સારી ખબરની વધામણીમાં—સારા કામના આરમ્ભમા ખુશખબતી દાખલ ગોળધાણા વેંચવામા આવેછે—કે સહુના મોઢા ગળ્યા થાય.

ગોળપાપડી, સ્ત્રી૦ ગોળઘીની ચાસણીમા સેકેલો નાખ્યાથી જે મિઠાઈ બને તે.

ગોળવા-ળા, પુ૦ ગોળ કરેલા—'માટીના—આમલી ગોળવા' ગોફણ ગલોલે ફેંકવાના નવટાક—પાશેર માટીને પલાળી બનાવેલા ગોળવા—ળા. ગલ ગોફણના ગોળા

ગોળાકાર, પુ૦ ગોળ આકાર. વિ૦ ગોળ આકારનું

ગોળાર્ધ, પુ૦ અડધો ગોળ

ગોળાયન્ત્ર, ખગોળ વિદ્યા જાણવાનુ એક જાતનુ ય

ગોળિયાકેરી, સ્ત્રી૦ કેરીની, છુટી ન પડી જાય ચાર ફાડ કરી તેમા ગોળ રાઈ અને મસાલો બનાવેલુ જે અથાણુ તે

ગોળિયો, પુ૦ ગોળ વપરાઈ ગયા પછી ખાલી ૨ જે ગોળનુ માટલુ તે

ગોળી, સ્ત્રી૦ [ગોળ આકારની નાની વસ્તુ] બ પિસ્તોલમા ગડબી મારવાની સીસાની જે થાય છે તે મીઠું પાણી ભરી રાખવાનુ ઠિકરાંનુ ઠામ. ૩ ઠિકરાન ઠામમા દહી વલોવી માખણ કાડવામાં આવે છે વૈદ જે ઝીણું ગોળ આપે ॥ ગળી જવાનુ એ આપે છે તે. ૫ વૃષણ, માયો. ૬ ધક્કો, નુકસા 'તેને ઘેર ગોળી બેઠી' એટલે તેને આદમી અથવા તરફથી મોટુ નુકસાન થયું.

—'ગોળી વાગવી'—નુકસાન થવુ.

—'ગોળીનુ પાણી સુકાવુ'—માણસ પૈસા ત નુકસાન થવુ—કેતી—'કકાસથી ગોળીનુ પણ સુકાય'

ગોળો, પુ૦ તોપમા ગડબી મારવાનો સીસાનો પાણી—અનાજ ભરી રાખવાનું મોટુ ઠિકરાનુ ૩ પેટમા પવનનુ આમ તેમ દોડવુ તે, પેટમાં ભેગુ થઈ જવુ તે. ૪ પૃથ્વીનો કૃત્રિમગોલ (નિ માં છોકરાઓને પૃથ્વીનો આકાર વગેરે શિ હોય છે તે) ૫ ગપ, જુઠો તડાકો—'ગોળો વવો' ૬ બોલીને અથવા કરીને ઊંધુચતુ કરી તે—'તેણે આવીને ગોળો વાળ્યો' ૭ ગોળ આ કોઈ પણ ચીજ—ગોફણનો ગોળો

ગોળોપિંડાળો, પુ૦ ઊંધુ ચતુ—સથરવથર કરી તે, અગડમબગડમ્

ગૌ, સ્ત્રી૦ [સં૦] ગાય

ગૌચર, ન૦ ગામને સિમાડે ઢોરને ચરવા સારુ જે જમીન તે, જે જમીન ખેડવા ન દેતા ઘણા વ પડતર રાખી ઢોર ચારવા દેવામા આવે છે

ગૌડ, વિ૦ બઙ્ગાલાના મધ્યમા એક પ્રાન્ત છે તે તે સમ્બન્ધી ગૌડ બ્રાહ્મણ પાચ જાતના કે૦ સારસ્વત, કાન્યકુબ્જ, ગૌડ, ઉત્કલ અને

**ગ્રાસ, પુ૦ [સં૦]** જેટલો ખોરાક એક સપાટે મોડામાં ઘાલી શકાય તેટલો તે, કોળિયો ૨ ગ્રહણ—ઘરણથી સૂર્ય—ચન્દ્ર બિમ્બનો જેટલો ભાગ ઘેરાયલો હોય તે

**ગ્રામસિંહ પુ૦ [સં૦]** કુતરો.

**ગ્રાહ, પુ૦ [સં૦]** મગર

**ગ્રાહક—હી, વિ૦ [સં૦]** લેનાર, ગ્રહણ કરનાર, ઘરાક, ખરીદ કરનાર ૨ કદર જાણનાર, રસ સમજનાર. ગુણ ગ્રાહક, રસ ગ્રાહક, ઇત્યાદિ

**ગ્રાહ્ય, વિ૦ [સં૦]** ગ્રહણ કરવાને યોગ્ય. [ભાગ

**ગ્રીવ—વા, સ્ત્રી૦ [સં૦]** ગરદન, ગળાંનો પાછલો

**ગ્રીષ્મ, પુ૦ [સં૦]** વૃષભ અને મિથુન એ બે રાશિમાં સૂર્ય હોય ત્યા સુધીનો જે સમય તે, જેઠ ને આષાડ પણ આપણા પ્રાન્તમા મોટી વૃષ્ટિ આષાડમા થાય છે માટે તથા બીજી રતમાં પણ ફેર પડે છે માટે ખરેખરો ગ્રીષ્મ તો વૈશાખ અને જેઠ જાણવો. ઉનાળાના ચાર મહિના તેમા પેલા બે તે વસન્તઋતુના અને પાછલા બે તે ગ્રીષ્મઋતુના મે ને જૂન

**ગૃહગિરિ, પુ૦** અમ્બાડીવાળા હાથી (ગૃહ—અમ્બાડી. ગિરિ—હાથી)

**ગ્રેવું (ગ્રેહવું), ક્રિ૦ સ૦** લેવુ, ગ્રહણ કરવુ.

**ગ્લાનિ, સ્ત્રી૦ [સં૦]** દુઃખ, રોગ, મેહેનત, શોક, લાજ વગેરે કારણથી મોડાની કાન્તિ ઘટવી તે, નિસ્તેજપણુ, ફિકાસ, ચેહેરો ઉતરીજવો તે, નાખુશી; મેહેરબાની નહિ તે

**ગ્વાલ, પુ૦ [હિં૦]** ગોવાળિયો

---

# ઘ

**ઘ, પુ૦ [સં૦]** પન્દરમો મૂળાક્ષર, ચોથો વ્યઞ્જન વર્ણ, ગનો મહાપ્રાણ—ગને ચાંપીને કંઈક હ ભેળી ઉચ્ચાર કરેથી ઘ થાય છે

**ઘઉં, પુ૦ [સં૦ ગોધૂમ]** શિયાળામાં પાકતુ એક અનાજ—એ આસો કારતકમાં વવાય છે અને ફાગણમા તૈયાર થાય છે—એના લોટની રોટલી—રોટલા અને નાના પ્રકારના ભોજનના પદાર્થો બને છે. એની ઘણી જાત છે, કાઠા, પોટા, વણજારુ, હાંસિયા વગેરે.

**ઘઉલો, પુ૦** સરૈયા તથા ગાંધીને ત્યાં મળતી એક જાતની સુગન્ધી. કપુરકાચલી ને ઘઉલા એ બેને સુકડ સાથે ઘસીને બ્રાહ્મણોને કપાળે આરચા કરે છે.—સુગન્ધીને માટે શરીરે પણ લેપ કરવામાં આવે છે ૨ ઘાસમાં ઉગતો એક જાતનો છોડવો ૩ એક જાતનો ઘઉના રઙ્ગનો સાપ.

**ઘઉવરણું, વિ૦** ઘઉના રઙ્ગ જેવું; શામળુ નહિ તેમ ગોરુ નહિ તે.

**ઘખવું, ક્રિ૦ સ૦** ઠપકો દેવો; ભઠવુ

**ઘચરકો, પુ૦** અજીરણથી જે ખાટો ઓટકાર આવે તે

**ઘચુમડો, પુ૦** ઘણાકનું ખિચોખિચ મળી રેવુ તે.

**ઘટ, પુ૦ [સં૦]** ઘડો; દોરિયો, (ધાતુનુ અથવા માટોડીનુ વાસણ) ૨ (ઇશ્વિરે) ઘડેલો કોઈ પણ ઘટ—સ્થાવર જઙ્ગમ નક્કર પ્રવાહી વાયુરૂપ કોઈ પણ 'ઘટઘટમા વ્યાપી રહ્યો'. ૩ હૃદય; અન્ત:કરણ, પાણી ભરીને પૂજેલો અથવા પૂજા કરવાના સાધનમાં લિધેલો જે ઘડો તે; કુમ્ભ નવરાત્રિમાં ઘરમા ઘટસ્થાપન કરેછે સ્ત્રી૦ ઓછુ—કમી હો તે; ખૂટ; કસર.

**ઘટ, વિ૦** પાસ પાસે દોરા હોય તેવુ, જાડુ (લુગડાં સાડીનુ પોત ઘટ છે) ૨ જાડું, ઘાડુ, નરમ—પાણી જેવું પાતળુ નહિ તેવુ (જે કંઈ તે

**ઘટકો, પુ૦** સૂજીને પાકતાં દરદમા કાંટા ભોંકાતા હોય તેવું જે કંઈ રઈ રઈ ને થઈ આવ્યાં કરે તે—'કાનમાં ઘટકા ભરે છે'.

**ઘટતું, વિ૦ [સં૦ ઘટિત]** લાયક; જોઈયે તેટલુ તેવુ, યોગ્ય, માફક—અનુકૂળ આવતુ ૨ ઓછુ કમી થતુ, ખુટતુ.

**ઘટના, સ્ત્રી૦ [સં૦]** એકઠું મેળવવુ—જોડાવુ તે. બનાવટ, કારીગરી ૩ બનાવ બનવો તે.

**ઘટમાન, વિ૦ [સં૦]** ક્રિયા ચાલતી હોય તેવું ૨ તેવુ, જેનો સમ્ભવ હોય તેવુ ૩ યોગ્ય, ઘટતુ ઓછુ, કમી, ખુટતુ

**ઘટમાળ, સ્ત્રી૦** ઠિકરાના ઘડા અથવા ઢોચકાની કુ ચક્કરની માફક ગોળ ફરતી જે હાર તે, રેંટ.

**ઘટવું, ક્રિ૦ અ૦** યોગ્ય—લાયક થવુ—હોવુ 'ઈ ફદારને લાંચ લેવી ઘટતી નથી' ૨ ઓછુ કમી થવુ, ખૂટ પડવી.—'હિસાબમાં ૭ રૂપિયા '

**ઘટસ્થાપન, ન૦** નવરાત્રિના પ્રારમ્ભમા દેવીને થવા જે કળશની સ્થાપના કરવામા આવે છે

**ઘટસ્ફોટ, પુ૦ [સં૦]** મડદાંને બાળીને ચિતા પછી છેલ્લીવારે તે ઠેકાણે મોડુ ફેરવી તોડી નાખવી તે. ૨ ફરીથી નજ કરવો એવા નિ સમ્બન્ધને છેલ્લો તોડી નાખવો તે.

**ઘટા, સ્ત્રી૦ [સં૦]** વાદળાંઓનુ છેક પાસે પા વી ઝુમી રેવુ તે; વરસાદ ચડી આવ્યાથી જે રમણીય દેખાવ થાય છે તે; ઘટાટોપ ૨ ઘ ણા ડાળા પાતરાં ખિચોખિચ આવી રયેથી તે મોટો ભરાવ તે. ૩ ઘણા ઝાડનો જે સમુદાય

**ઘટાઘુમ—ઘુમ ન૦** ઘણી ઘટાવાળુ, ઘનઘોર.

**ઘટાટોપ, પુ૦** કોઈ પણ વસ્તુ ઉપરનુ આ

વરસાદનું ચડી આવવું ને તેથી જે રમણીય દેખાવ
...કે છે તે
...ચું, ક્રિ૦ સ૦ ઓછું—કમી કરવું. ૨ ઉતારી—
...ડી પાડવુ (માન).
...ı, પુ૦ ઓછું—થોડું હોવું તે. ખૂટ; કસર, કમતી.
...ત, વિ૦ યોગ્ય, ઘટતું, લાયક
...ı, સ્ત્રી૦ [સં૦] ૬૦ પળ અથવા ૨૪ મિનિટનો
કાળ તે, ઘડી
-ઘટિકા યન્ત્ર, ન૦ ઘડી—૨૪ મિનિટ—૬૦ પળ
...પવાનો પાણીમા મુકવા જેવો ઝીણા કાણાંવાળો વાડકો.
...ı, વિ૦ [સં૦] યોગ્ય, લાયક, જેવુ બનવુ
...ઈયે તેવુ
વિ૦ ઘટ, જાડું (પોતમાં)
ગઢ.
...ર, ન૦ જે કંઈ ઘડેલુ તે ૨ ઘડવાની જે રીત તે.
...ણ, ન૦ બુઢાપણુ; વૃદ્ધાવસ્થા, જરા
...ચી, સ્ત્રી૦ પાણીના ગોળા મુકવાની માચી.
...ı, સ્ત્રી૦ ૨૦—૨૫ બેડાંની જે ટાંકલી તે. પુ૦ ચાગ્ણ.
ગઢ—નાના કિલાને સાચવનાર.
..., ક્રિ૦ સ૦ કાપી ઠોકી મેળવી વગેરે ક્રિયા કરીને
...ઈ પણ આકારમાં ઉતારવું, ઘાટ બનાવવો ૨
...નાવવું; ઉત્પન્ન—પેદા કરવુ.—'ઇશ્વરે નાના પ્રકા-
...ના ઘાટ ઘડ્યા છે.' ૩ લખાણ કરવું; મુસદ્દો—ખ-
...ડો તૈયાર કરવો. 'એણે ઝડપથી અરજીનો ખરડો
...ડ્યો—ઘડી કાડ્યો' ૪ કાપણી વગેરેથી ખેતર મો-
...ળુ થયા પછી ખેડુતે કળપી નામનું હથિયાર ફેરવી
...ળિયા કચરો વગેરેને ખણી કાડવા.
...—મણુ—ણી, સ્ત્રી૦ ઘડવાની મેહેનત; મજુરી.
'ઘડાઈ ઘડાઈને ઠેકાણે આવવું,' અનુભવી બનવુ,
... ખાઈ ખાઈ સુધરવુ; ઘણા ધન્ધા રોજગાર કરી,
... નુકસાન વેઠી ચોક્કસ સારે ધન્ધે પડવુ
... ક્રિ૦ અ૦ કોઈયે ઘડેલુ હોય તેવુ થવું, બન-
...—'આ વાક સારો ઘડાયો છે'. ૨ ઠોકર ખાઈ
...ને ઠેકાણે આવવું, સમરવું, અનુભવી બનવુ, પુક્ત
... 'ભાઈ ઘડાઈ ઘડાઈને હવે ઠેકાણે આવ્યા છે'.
...લ—ળ, સ્ત્રી૦ ન૦ જેથી બરાબર વખત માલમ
... તેવો એક યન્ત્ર—એ ઘણી જાતનાં હોય છે
...ı તખતીપર ૧ થી તે ૧૨ અંક તથા બે કાંટા
... છે નાનો કલ્લાક અને મોટો મિનિટ બતાવે
...મોટો કાંટો બધી તખતી ફરી રૅછે ત્યારે નાનો
...બારમાનું એક ઘર ચાલી થયલો કલ્લાક બતાવે
...કેટલાકને એક હાડાની અને કેટલાકને આક
... કુચી હોય છે. ૨ ઘડી (૨ જા અર્થમાં),
...ચું—

**ઘડિયાલી—ળી**, પુ૦ ઘડિયાલ લાવનારો અથવા તેને
દુરસ્ત કરનારો.
**ઘડિયું**, ન૦ નાળિયેરી—ખજુરીની તાડી કાડવાસારુ
તેને કોતરી છેદ નીચે તાડી ઝમી ભરાઈ રે તેને સારુ
લાખ્બી ડોકના જે ગીચા ટોચકાં—વાડવા લટકાવી
રાખવામા આવે છે તેમાંનુ એકેક
**ઘડિયાં પડિયાં**, ઠોસા ઠગરા (બહુવચનાત નપુંસક).
**ઘડી**, સ્ત્રી૦ [સં૦ ઘટિકા] રાત દહાડાનો જે ૬૦ મો
ભાગ તે, ૬૦ પળ, ૨૪ મિનિટ.—૨॥ ઘડીનો ક-
લ્લાક ૨ ધાતુની જે જાડી તખતી ઉપર ઘડીના ટ-
કોરા વાગે તે, મન્દિરમા ઉથાપન આરતી વખત
ધાતુના યન્દ્રા ઉપર ટકોરા માગ્વામાં આવે છે તે,
ઝાલર ૩ તળે પડઘીમાં ઝીણુ છિદ્ર—કાણુ હોય
તેનો પાણીમાં તરતો મુકેલો જે વાડકો બગબર ૧
ઘડિયે પૂરો ભરાઈ ડૂબી જાય તે (જ્પીની) ૪
જે કડું તડકામા રાખ્યાથી પોતાના ઓળાપરથી વ-
ખત બતાવે તે ૫ લુગડાના એક ભાગને બીજા
ઉપર, બીજાને ત્રીજા ઉપર એમ વાળી મુકવા તે
અથવા કપડાની એવી જે હાલત તે. ધોતિયાની,
શાલની, અઙ્ગરખાની ઘડી કરવી—વાળવી. ૬ ગઢી;
નાનો કિલ્લો.
—'ઘડીઓ ગણવી'—આતુરતાથી રાહ જોવી ૨
મરવાની તૈયારીપર હોવુ
—'ઘડીઓ ગણાવવી'—અતકાલ નજીક આવવો.
—'ઘડીના છઠ્ઠા ભાગમા'—જોતજોતામા; થોડી
વારમાં
**ઘડીએક—ક**, અ૦ આસરે ૧ ઘડી જેટલો વખત બતાવે છે.
**ઘડીઘડી**, અ૦ વારે વારે, ઘણી વખત
**ઘડી નાખવું**, માર માગ્વો (બાળકને ધમકાવતા)
'તે મને ઘણી પજવી તો ઘડી નાખીશ'
**ઘડીબન્ધ**, વિ૦ ઘડીના આકારમા હોય તેવું, ઘડીવાળુ
**ઘડીભર**, અ૦ એક ઘડી સુધી,
**ઘડુ, ઘડુલો**. ૨ કાઠી. ૩ ઘણ્ટ [ગાજવું.
**ઘડુકવું**, ઘડુક એવો અવાજ થવો (સમુદ્રમાં), ગર્જવુ,
**ઘડુડાટ**, અ૦ એવો થતો અવાજ.
**ઘડુલી**, સ્ત્રી૦ છેક નાનો ઘડો.
**ઘડુલો**, પુ૦ નાનો ઘડો
**ઘડો**, પુ૦ [ઘટ] પડઘીવાળુ મોટા પેટનુ અને સાંક-
ડા (ઘણું નહિ) મોઢાંનુ પાણી ભરવાનુ જે વાસ-
ણ તે (ધાતુનુ અથવા માટીનુ) માટીના ઘડાને
બગબર પડઘી હોતી નથી 'પાપનો ઘડો ફુટ્યો'
એટલે છુપું રચેલું પાપ જાહેર થયુ 'અધુરો ઘડો છ-
લકાય' એટલે જેમ અધુરો ઘડો છલકાય તેમ થોડું
ભણેલા બહુ અભિમાન રાખે. 'ઘડો ભરાવો' એટ

શિક્ષા મળવાનો સમય નજીક આવવો અથવા મરી જવાની અણીએ પોચવુ.

**ઘડો લાડવો,** ગોટાપિડાળો. ૨ મારી નાખવુ
—'ઘડો લાડવો કરવો'—મોટી નુકસાનીમાં લાવી નાખવુ ૨ જે તે એક નિશ્ચય ઉપર આવવુ.

**ઘડ્ડું, ઘરડું.** [ થોડો તે

**ઘણ, પુ૦ [સં૦ ઘન]** લુહારનો ઘણોજ મોટો જે અ-

**ઘણઘણ ણણ, અ૦** ગાડી, ઘણ્ટડી વગેરેનો અવાજ દેખાડે છે. [ તે સમજાવવુ તે

**ઘણાંવાનાં, ન૦** ઘણી ઘણી ચીજો ૨ ઘણી ઘણી રી-

**ઘણાઘણી, સ્ત્રી૦** ઘણો સ્નેહ—વેવાર

**ઘણિયું, ન૦** કોટનુ એક ઘરેણુ.

**ઘણું, વિ૦** માપ—વજનનુ ઝાઝું પરિણામ બતાવે છે, બહુ 'મારે ઘણુ કામ છે', 'લાડુમા ઘી ઘણુ છે' વગેરે (થોડાનુ ઉલટુ) એનુ બહુવચન ઘણાં ને એ શબ્દ મોટી સઙ્ખ્યા પણ દેખાડે છે. ઘણા માણસ, ઘણા ઘોડા, ઘણી સ્ત્રી 'તેને ત્યાં ઘણુ માણસ ભેગુ થયુ હતુ' એ વાક્યમા ઘણાં માણસનો સમૂહ હતો એમ અર્થ લેવો
—'ઘણુ કરવુ',—બહુ રીતે—વારેવાર સમજાવવુ.
—'ઘણુ હોવુ'—ઘણુ માઠુ પડવુ, 'હાલમા, તેને ઘણુ છે, માટે જોવા જાઉ છુ.' [ રાખેછે.

**ઘણુંક, વિ૦** ઘણું એ શબ્દથી જરાક ઓછો અર્થ

**ઘણુંકરીને, અ૦** મુખ્યત્વે કરીને; વિશેષે કરીને, ખ-સૂસ, જરૂર. 'તમે અધ્યક્ષ છો એટલે તમારે તો ઘણુકરીને નિબન્ધને અન્તે ભાષણ કરવુજ જોઇશે' ૨ પૂરેપૂરી નહિ પણ થોડીક ખરી એવી ખાતરીનો અર્થ રાખે છે, એસી વ્સા 'ઘણુકરીને મારાથી પરમ દાડે તમારે ત્યા અવાશે'. ૩ ઘણાઓને લગાડતા તો, સાધારણ રીતે જોતાં. 'ઘણુ કરીને આજકાલ હિન્દુઓમાં શૌર્ય ને સાચો સ્નેહ એ જોવામાં આવતા નથી'. ૪ ઘણીકવાર—વખત

**ઘણુંખરું, અ૦** ઘણુંકરીને (૪ થા અર્થમાં) 'તે મારે ત્યા ઘણુખરુ આવે છે'. ૨ એકાદા જથામાંનો વિશેષ ભાગ બતાવે છે [ઝાઝુ

**ઘણુજ, અ૦** અતીસેં, વધારે, બહુજ, જોઈયે તેથી

**ઘણેરું, વિ૦** (કવિતામા) ઘણુ, બહુ, અતિશય

**ઘણ્ટ, પુ૦** દેવ દેરામા ઊંચે લટકતો મિશ્ર ધાતુનો જે ઘાટ વગાડવામા આવે છે તે.—એ અન્દરથી ખુલ્લો હોય છે ને તેની આજુબાજુએ ઠોકવાને ધાતુની એક નાની લગડી હોય છે જેને જીભ કેછે અને મથાળે ઉપરથી એક કડી હોય છે કે જેમા ઘાલેલા દોરડાં અથવા સાકળવતે તે ઊંચે લટકાયલો રેછે.
—'ઘણ્ટ વાગવો'—પૈસેટકે ખાલી થઈ જવું.

**ઘણ્ટડી, સ્ત્રી૦** ઘણોજ નાનો ઘણ્ટ—દેવપૂજનમા રો છે તે, બળદની ડોકે અને કાવડે જે બાધે છે તે ઘણ્ટડી—ઘણ્ટા નાની ને ઘણ્ટ મોટો;
—'ઘણ્ટડી વગાડો' એટલે ભીખારીઓ ઘણ્ટડી વગા ભીખ માગે છે તેમ ભીખ માગો.

**ઘણ્ટરવાળ, ન૦** એક જાતનુ શિકારી વાજુ.

**ઘણ્ટા, સ્ત્રી૦ [સં]** ઘણ્ટડી. "કાષ્ટ ઘણ્ટા વિ મ્બણા" ૨ ફઈજ નહિ એવો અર્થ રાખે છે. વિ આવીશ તો ઠીક છે નહિ તો પછવાડેથી ખાજે ઘણ્ટા'

**ઘણ્ટિયો, પુ૦** થાળા સાથે જડેલી નહિ પણ નીચે મુકવાની દાળ વગેરે ભડવાની ઘણ્ટી.

**ઘણ્ટી, સ્ત્રી૦** અનાજ દળવાનો પથ્થરનાં બે પડ જે યન્ત્ર તે ૨ કોઈ પણ ફરતો યન્ત્ર, ચક્રી. ઘ ઘણી જાતની હોય છે કેવત—'ઘરના છોકરા ઘ ચાટે ને ઉપાધ્યાને આટો'.

**ઘણ્ટીચોર, પુ૦** માયનો માંય ને બારનો બાર એવો ચ

**ઘણ્ટીટકુારો, પક્ષી** વિશેષ ૨ ઘણ્ટી ટાકનારો
—'ઘણ્ટીટકુારો કરવો'—કોઇને વારેવારે ટ ટોક કર્યાં કરવું તે.

**ઘન, પુ૦ [સં૦]** વર્ષાદ; મેઘ ૨ કોઈ એક સઙ્ તેની જ સાથે બેવાર ગુણ્યાથી જે નવી સઙ આવે તે—જેમકે ૪ એ સઙ્ખ્યાનો વર્ગ ૧૬, ઘન તો ૪×૪×૪=૬૪ થાય છે (અઙ્ક ગણિતમા) છ સરખી—બરાબર ચોરસ બાજુઓનો (જેમા છ ખુણા આવેલા જ હોય તેવો) જે કોઈ નક્કર પદાર્થ તે (ભૂમિતીમા). ૪ લુહારનો અથોડો. ન૦ વાદળુ ૫ લોડાની ગદા.

**ઘન, વિ૦ [સં૦]** ભરેલુ, નક્કર, જાડું.

**ઘનઘોર, વિ૦ [સં૦]** વાદળાનો જમાવ થયેથ સાદ ચઢી આવેથી અન્ધકાર થઈ રયો હે અન્ધરાયલુ.

**ઘનચક્કર, વિ૦** વાયેલ; વળવળતું, ચસ્કેલ, ઉ

**ઘનફલ—ળ, ન૦** જેમ સપાટી ઉપરની માયના વિસ્તારને ક્ષેત્રફળ કેછે તેમ ઘન—ન ર્થમાં જેટલુ હોય તેટલાને ઘનફળ કેછે, પોળાઈ ગુણ્યાથી ક્ષેત્રફળ નિકળે ને લમ્બા ને ઊંચાઈ અથવા ઉણ્ડાઈ ગુણ્યાથી ઘનફ

**ઘનમૂલ—ળ, ન૦** ઘનનુ મૂળ,—૨૭ નુ ઘ છે—કેમકે ૩ નો ઘન ૩×૩×૩=૨૭ થા

**ઘનસાગર, પુ૦** કપુર. ૨ પાણી. ૩ પારો.

**ઘનશ્યામ, વિ૦ [સં૦]** પાણી ભર્યા કાળા રઙ્ગ જેવુ. ૨ એવો રઙ્ગ ઈશ્વર—પરમાત્માનો છે તે પ્રભુ—ઈશ્વર.

**ઘબરાટ—ભરાટ,** પુ૦ ગભરાટ.
**ઘબરાવું—ભરાવું,** ગભરાવું.
**ઘભાણ,** ગભાણ.
**ઘમ,** ઘઉં. ૨ ઘઉંની જમીન
**ઘમઘમ,** અ૦ એવો થતો અવાજ દેખાડે છે. ઘુઘરાવાળી ગાડી વગેરેનો.
**ઘમઘોર,** ઘનઘોર.
**ઘમચકડી,** સ્ત્રી૦ છોકરાંઓની એક રમત—બે હાથ લાંબા કરીને ફેર ફરવા—ચકર ભમર ફરવુ તે.
**ઘમણ્ડ,** ન૦ ગર્વ; અહંકાર.
**ઘમરઘમર ફરવું,** ક્રિ૦ અ૦ ફેર ખાવા; ફુદડી ફરવી.
**ઘમસાણ,** ન૦ ઊંધુ ચતુ—ભેળભેળ કરી મેલી કામને બિગાડી નાખવું તે; ધુળધાણી કરી મુકવું તે. ઘમસાણ વાળવું. ૨ કાપાકાપી; કતલ, નાશ. ૩ જુદ્ધ ૪ ગોંધાટ.
**ઘમાઘમ,** સ્ત્રી૦ દોડાદોડ, ધાલમેલ
**ઘમાઘમ,** અ૦ ઉપરા ઉપરી મુક્કાનો માર મારવો તે.
**ઘર,** ન૦ [સં૦ ગૃહ] માણસ પોતાને રેવાને સાટે જે મકાન બાંધે તે—ઝુપડુ, હવેલી; બંગલો, મેહેલ ૨ ઘરનાં માણસ, કુટુમ્બ, સંસાર. ૩ કુળ; ખાનદાન.—'વર જાતે સારો છે, ઘર સારું છે પછી જેમ મરજી'. ૪ જમીનમાં ખોદેલા જે ખાડા—દર—કોતરમાં જનાવરો રેછે તે. ૫ નવ ગ્રહમાંનો અમુક ગ્રહ, જે અમુક રાશિ સાથે સમ્બન્ધ ધરાવતો હોય તે તે ગ્રહનુ ઘર કેવાય. એક ગ્રહ પોતાની અસલ રાશિમાંથી બીજી રાશિમાં જાય ત્યારે તે પોતાનું ઘર મુકી બીજા ગ્રહનાં ઘરમા ગયો કેવાય. ૬ દિલની હાલત. 'તે ઉદાસીના ઘરમા છે'. ૭ સ્થાન, ઠેકાણું.—ચોકટી—સેતરંજના મોહોરાના ઘર. ૮ શરીરમા જે મૂળ કારણે—ઉત્પત્તિ સ્થાનમાં રોગ થયો હોય તે—'તેને પિત્તના ઘરનું દરદ છે'. ૯ જે હાલતમાં રોગી માણસ હોય તે—'તે હમણાં વાયુને ઘેર ગયો છે'. ૧૦ રાગની જાત—'તે ઘણા ખરા રાગના ઘર ઓળખી શકે છે' ૧૧ શક્તિ, બળ. 'તે પોતાનું ઘર જોઈને પગલાં ભરે છે'. ૧૨ બચાવ; નિકળી જવાનુ છે. 'તે પોતાનુ ઘર રાખી વાત કરે છે'. ૧૩ ... જમાથી જુદા જુદા રાગ નિકળે તેનાં કાણાં—... ણાંમાંનુ એકેક ૧૪ હરકોઈ ચીજ મુકવાને સારુ અંદરથી પોલી એવી જે વસ્તુ તે.—ચસમા—ચાકુ વગેરેનુ ઘર.

—'ઘર આકાશું કરવુ'—કોઈની આવવાની વાટ અધીરાઈથી જોયા કરવી, ઘણી ઇન્તેજારી રાખી ઘરમા જવુ ને બારણે આવવુ તે, આતુરતાથી રાહ જોવી 'હુ તો તુ જ પાખે ઘર આકાશુ કરતી હતી રે' (દયારામ)

—'ઘર ઉખડી જવું—નાખવુ'—વંશમાં કોઈ ન રેવુ. ૨ પાયમાલ કરવું

—'ઘર ઉઘડવુ'—વંશવેલો વધવો; પુત્ર પ્રાપ્તિ થવી. ૨ લાભ—ફાયદો થવો.

—'ઘર ઉપાડી લેવુ'—સંસાર વેવાર ચલાવવો સાસરાના ઘરનુ સઘળું કામ નવી વહુએ કરવામા હોશિયાર થવું.

—'ઘર કરવુ'—રોગે શરીરમા હમ્મેશનો જમાવ કરવો. ૨ દુર્ગુણે વાસ કરવો ૩ જાદુનો પ્રવેશ કરવો 'તેં તો ઘટઘટમાં ઘર કીધુ, વાલમ વરણાગિયારે.' (દયારામ). ૪ નાતરે જવુ

—'ઘર કુકડો'—ઘરમા ભરાઈ બેસી બાર—દુનિયામાં શું થાય છે તેથી કેવળ જ અજાણ

—'ઘર ઘાલવું'—દાખલ થવું; પ્રવેશ કરવો; ઘુસવુ. 'રોગે ઘર ઘાલ્યુ' ૨ ઘરની ખરાબી કરવી; નુકસાન કરવુ.

—'ઘર ચલાવવુ'—સંસાર ચલાવવો.

—'ઘર જોડવુ'—બીજા કુટુંબ સાથે સગાઈથી વેવારમા વધારો કરવો.

—'ઘર તરતું રાખવુ'—ઘરનો મોભ્ભો જાળવવો.

—'ઘર ધોવુ'—બાપદાદાની માલમતા ઉડાવી દઈ ભીખારી થઈ જવુ.

—'ઘર કાડવુ'—ખાતર પાડવુ, ચોરી કરવી.

—'ઘર ફુટવુ'—ઘરમાં કુસમ્પ થવો ૨ ઘરની ગુપ્ત વાત બાર પાડવી કેતી—'ઘર ફુટે ઘર જાય'.

—'ઘર ફોડવુ'-ઘરના એકાદાં માણસને લાલચ વગેરેથી પોતાનુ કરી લઈ બીજાઓનુ જોર તોડવું ૨ મતલબ પાર પાડવાને શત્રુના ઘરમાં ફટ્ટાસ ઘાલવો ૩ કુસમ્પ કરાવી નબળું કરવુ.

—'ઘર બગડવુ—વણસવુ'—ઘરની ખરાબી થવી; આબરુ જવી. ૨ કુટુમ્બના માણસો નીતિભ્રષ્ટ થવા

—'ઘર બેસવુ'-ઘરની પડતી આવવી, ૨ વંશની સમાપ્તિ થવી. નસન્તાન જવું, કુળનુ નિકન્દન થવું; વંશનો નાશ થવો. ૩ કમનસીબથી ઘરની પડતી આવવી—'તુ તો લાડકવાયા કુંવર, કયા બસાડ્યુ મારું ઘર' (પ્રેમાનન્દ).

—'ઘર ભરવુ'—બીજાને નુકશાન કરી પૈસે ટકે સુખી થવું. ૨ જેનાપર હક નથી તેવો માલમતા—પૈસો ટકો લાવી પોતાના ઘરને શણગારવુ ૩ લાંચ લેવી

—'ઘર લાગવુ'-કુટુમ્બમા કુસમ્પ કરાવી ઘરની ખરાબી કરાવી. ૨ માણસના મરી જવાથી ઘરની ખરાબી થઈ જવી ૩ જેનાથી ઘરનો વેવાર ચાલતો હોય તેવા આદમીનુ મરણ થવુ

—'ઘર માથે કરવુ'—આખા ઘરમાં ખોવાયલી વસ્તુની શોધ કરવી

—'ઘર માડવુ'-પરણીને સંસાર ચાલતો કરવો

—'ઘર મારવુ'—ઘરમાંથી ચોરી—લુટ કરી લઈ જવુ. ૨ ઘરની ખરાબી કરવી. ૩ પરાયી સ્ત્રી સાથે નઠારો સમ્બન્ધ રાખવો.

—'ઘર લાગવું'—એકનો એક કાળજગરો દીકરો મરણ પામે છે ત્યારે તેની મા રોતા રોતા મારુ ઘર લાગી ગયુ, એમ રડે છે તે.

—'ઘર વસાવવુ'—નવુ ઘર લેવુ અથવા નવોસવો સસાર માંડવાને ઘરમા સરસામાન આણવો

—'ઘર વાળો'-ઘરનો ધણી. ૨ વર

—'ઘરને ઉમરે'—પોતાના ગામમા કે દેશમાં જ, ઘણુ નજીકમાં.

—'ઘરને ખૂણે'—છાની રીતે, ધણાના દેખતા નહિ તે

—'ઘરનુ'—ઘરમા રેનાર, ઘરમાંનુ, પોતીકુ, પારકુ—પરાયુ નહિ તે.—'દેવજી તો ઘરનો છે એ જાણશે તેની ચિન્તા નથી', 'અનાજ લાકડા ઘરના હતા ને બીજુ બધુ તેનુ હતુ.' ૨ ઘર—સસાર સમ્બન્ધી

—'ઘરનુ નાક'—જેના વડે ઘરની આબરુ જળવાઈ રહે તે

—'ઘરનો થમ્ભ'—જેને આધારે ઘર ચાલતુ હોય તે

—'ઘરનો દીવો'—જેના વડે ઘરની આબરુ રેતી હોય તે.

—'ઘરમા પૂછી જોવુ' ઘરના કોઈ માણસને અથવા બોલનારની સ્ત્રીને પૂછવું તે

—'ઘરમાં રન્ધાવુ'—લાભ થવો, કામ પાર પાડવુ

કેવતો —"ઘર જાણે પડોસી ને કુળ જાણે વેવાઈ," "ઘરના છોકરાં ઘણ્ટી ચાટે ને ઉપાધ્યાને આટો," "ઘર બાળીને તીરથ કોણ કરે," "ઘરની ફૂટે શત્રૂ ફાવે," "ઘરમા ભૂત ભુસ્કા મારે ને હનૂમાનજી હડિયો કાડે" "નહિ ઘરનો ને નહિ બારનો'—ઠામ ઠેકાણાં વગરનો, એ વાકય રખડતા આદમીને લગાડવામા આવે છે અથવા જેણે ઘર તરફનો ને બારનો બન્ને તરફના લાભ ખોયા હોય તેને પણ લગાડવામા આવે છે. "પાણી પીને ઘર પુછે" એટલે આગળથી વગર વિચારે કામ કરે ને પછી પસ્તાય "ઘેર ઘેર માટીના ચૂલા" એટલે કેટલીક નરસી રીતભાતમા—ચાલ ચલણમા સધળા લોક સરખા હોય છે અથવા ઘણા ખરા લોક ભુલમા હોય છે "ઘરનુ ઘટ્ટોળિયુ થઈ જવુ" એટલે સારી આબરના ઘરની લોકમા વાતો થવી, પૈસે ટકે પાયમાલ થવું.

—'ઘરમા હાલ્લે હાલ્લાં લડે'—ખાવા પી વાંધા પડવા; ઘરમા કાંઈ પણ માલમતા નહિ હોવી.

—'કાણુ ઘર'—ઘરની છૂપી વાત ઘરના બાર કરવી—પાડવી

—'તે ઘરનો સુખી છે' એટલે ખાવે પીવે દુ નથી—સારી હાલતમા છે

—'નીચુ ઘર' એટલે હલકુ કુળ.

—'રોગે શરીરમા ઘર કીધુ—ઘર ઘાલ્યુ'—રો આવવો અથવા રોગે તબિએત બગાડવી

ઘરખટલો, પુ૦ ઘરનો ખટલો, સસાર ભાર.

ઘરખરચ, પુ૦ ઘર ચલાવવા સમ્બન્ધી જે ખરચ તે (ન્યાતવરા, વરઘોડા, ધર્મદાન, મોજ મઝા વગેરેનો નહિ

ઘરઘરાઉ, પોતાની તરફથી—જાતથી—પદરથી (એ શ ગીરો લેતા આપતા ખતમા લખવામાં આવે છે)

ઘરગતુ-થાઉ, વિ૦ બજારમાથી નહિ પણ આડોશી પાડોશી સગાસ્નેહી પાસથી મળેલુ—ખરીદ કરેલુ

ઘરઘોટી-ઘોટી, સ્ત્રી૦ જમતી વખત પેરી બેસવા રેશમી કપડું.

ઘરચોળું, ન૦ સ્ત્રિયોને પેરવાનુ એક પ્રકારનું રેશમી ક

ઘરજમાઈ, પુ૦ વહુના બાપને ઘેર—સાસરાંના જ ઘ સસાર માંડી રયલો જે જમાઈ તે

—'માથે પડવું. ૨ ઘરમાં સજ્જા કરવુ. ૩ કે માલ પદાર્થ ઘરમા પડી રે અને તેનો કાંઈ બદલો મળે તે અર્થમાં એ વાકય વપરાય છે.

ઘરડ, સ્ત્રી૦ ગાડાં ગાડી જે રસ્તે જાય આવે તે રસ્ પડેલી જે ઊણ્ડી વાટ તે, ચીલો ૨ અવાય જ તેવો રસ્તો—મારગ

—'ઘરડ પડવી'—નવો મારગ ઉઘડવો—નિકળ

—'ઘરડમા પડવું'—હાર પડવુ,ચાલતું થવુ,

ઘરડવું, ક્રિ૦ સ૦ ખેતરમાના જુના પાકના કાડવાનુ કામ તે.

ઘરડું, વિ૦ ઘણી વયને લીધે કેશ ધોળા થયા અશક્તિ આવી હોય તેવુ, વૃદ્ધ ૨ જૂનુ 'ઘરડ એટલે અશક્ત શરીરવાળુ, ઘણુ ઘરડુ

ઘરણ, ન૦ [ ગ્રહણ ] પૃથ્વીની છાયાથી સૂ પ્રકાશ ઝાંખો થવો તે ૨ ઝાંખુ થવુ—લજવાવ

—'ઘરણ ઘેલુ' એટલે સાડા ત્રણ પાયા; મ સમજે તેવુ; નકામી માથાઝીક કરનારું, ૨

—'ઘરણ લગાડવુ' એટલે કોઈ બે જણને સાચું સમજાવી લડાવવા.

—'ઘરણ લાગવુ' એટલે એક બીજા વચ્ચે —તકરાર થવી ૨ કામગરા માણસને માથા પ્રસન્ગ પડવો

—'ઘરણુ વળગવું' એટલે એક બીજા વચ્ચે ખટપટ—અણબનાવ થવો. ૨ માથાકુટિયા—નવરા માણસે કામ કાઢી લેવાને કોઈની પાછળ લાગી તેનો સમય રોકી કંટાળો આપવો.

—'ઘરણુ વેળા સાપ કાઢવો' એટલે કામને વખતે નહિ ધારેલી અડચણ આણવી.

ઘરણી, સ્ત્રી૦ [ સં૦ ગૃહણી ] ઘર ધણિયાણી. ૨ ધણિયાણી

ઘરધણી, પુ૦ ઘરનો માલિક; ઘર ચલાવનારો મુખ્ય પુરુષ.

ઘરધંધો, પુ૦ ઘરમાંનુ કામકાજ—ઘણુંકરીને બૈરાંઓને કરવાનું.

ઘરનાળું, ગરનાળું.

ઘરબાર, ન૦ ઘર તથા આંગણું. ૨ માલ મિલકત; દોલત. 'તેના ઘરબાર વેચવા દાડો આવ્યો' ૩ કુળ; ખાનદાન,

ઘરબારી, પુ૦ સંસારી, ઘરકુટુમ્બવાળો; ગૃહસ્થ. ૨ સઘળા વૈશ્યોને સાથે જમાડવા તે; મોજનનું જમણ (મુમ્બાઈમાં).

ઘરમેળે, અ૦ માંહોમાંય—પોતપોતીકામાં સમજીને ( કજીયો માંડી વાળવો—સરકારમાં ન જતાં ) ૨ દોસ્તીની રાહે; ઘરનો—પોતીકો જાણીને.—'આ હું તો તને ઘરમેળે કઉં છઉં, પછી જેમ નજરમાં આવે તેમ કરજે'. ૩ ખાનગી; ઘરમાં ( બાર નહિ ). 'એ વાત ઘરમેળે કરવાની છે, ખળભળાટ, બાર ન જાય'

ઘરવટ, સ્ત્રી૦ એક ઘરને બીજાં ઘરસાથે એક કુટુમ્બનાં હોય તેવો જે સ્નેહ ભરેલો પરિચય તે; ઘણાં ઓળખાણનો વેવાર. ૨ પોતીકાવટ; સ્નેહભાવ.

ઘરવખરો, પુ૦ જે જે વસ્તુઓથી ઘર સખડાઈ ચાલતુ હોય તે; રાચરચીલુ તે.

ઘરસંસાર, પુ૦ ઘર ને તેમાં રેતું કુટુમ્બ. ૨ સંસાર વેવાર.

ઘરસંસારી, પુ૦ પરણી ઘર માંડી સંસાર ચલાવનારો પુરુષ.

ઘરશાન્તિક, સ્ત્રી૦ ન૦ ગ્રહશાન્તિ.

ઘરસૂત્ર, ન૦ [ સં૦ ગ્રહમંત્ર ] કુટુમ્બ કબીલાવાળુ ઘર; ૨ સંસાર. "મરણ પામ્યા રે પત્ની ને પુત્ર; મેહેતાનું ભાંગ્યું ઘર સૂત્ર" ( મોસાળું ).

ઘરાઉ, વિ૦ ખાનગી, ઘરનુ.

ઘરાક, ન૦ [ સં૦ ગ્રાહક ] માલ ખરીદ કરનાર, લેનાર. ૨ રોજનો ખરીદ કરનાર ૩ ખુબી પિછાનનાર, ગુણ—સમજનાર 'ગુણ ગ્રાહક વિક્રમ ભોજ ગયા, વેતાતણી કિમ્મત જે કરતા' (દલપત).

ઘરાકી, સ્ત્રી૦ ઘણાં ઘરાકસાથે જે વેવાર હોવો તે. '...લા રેશમવાળાને ઘરાકી સારી છે'.

ઘરાણિયા; વિ૦ ઘરેણે—ગીરે મુકેલી ( જમીન )—જે લીધેલા રુપિયાનુ વ્યાજ નહિ અને ખેતરનો

ઘરાર, અ૦ સાતફેરા; અલબત

ઘરુણી, સ્ત્રી૦ ગૃહિણી; પત્ની. ૨ નારી; સ્ત્રી.

ઘરે, ઘેર.

ઘરેડ, ઘરેડ.

ઘરેડી, સ્ત્રી૦ નાનો કપ્પો. ૨ ઘરડ ઘરડ એમ બોલતો શ્વાસ ( મરતી વખતનો ).

ઘરેડો, પુ૦ ઘરેડી ( ૨ જા અર્થમા )

ઘરેણાખત, ગીરોખત.

ઘરેણું, ન૦ શરીરને શોભાવવાને સારુ સોના મોતી હીરા વગેરેના જે ઘાટ તે, દાગીના, અલકાર; આભૂષણ. એ શબ્દ એકવચન અને અનેકવચન બન્નેમાં વપ. રાયછે. ૨ શોભા, ભૂષણ; સણગાર.

ઘરેણે, વિ૦ ગીરો મુકેલુ હોય તેવું; ગિરવી (ઘર, જમીન, દાગીનો વગેરે ), રૂપિયા લઈ માલ મુકવો અથવા માલ લઈ રૂપિયા આપવા અને થોડુંક વ્યાજ આપવુ—લેવુ એવી રીતના વેવારવાળુ. ઘરેણે મુકવુ—લેવુ,

ઘરોડ, સ્ત્રી૦ ઘરેડ.

ઘરોબો, પુ૦ ઘરવટ.

ઘરોળી–લોડી, ખિલોડી.

ઘર્ઘર, પુ૦ થોથરો શબ્દ. ૨ હાસ્ય વિનોદ.

ઘર્મ, પુ૦ [ સં૦ ] ઘામ, બાફ; ગરમી.

ઘર્ષણ, પુ૦ [ સં૦ ] ઘસવુ તે.

ઘસાઈ જવું–વું, ક્રિ૦ અ૦ ઘણી નુકસાનીમાં આવી પડવુ ફસવું; ખરાબ હાલ થવું—ઘણુ કરીને નાણાની વાતથી

ઘસોડું, ખિલોડું.

ઘવડવું, ક્રિ૦ સ૦ નખેવતી ચામડી ઉપર ઘસવુ ૨ વેડવુ

ઘવાવું, ઘાયલ થવું.

ઘસઘસાટ, વિ૦ ઘેર ચાલી ગઈ હોય તેમ ઊંઘવું; નચિન્તાઈથી ઉંઘવું.

ઘસડવું, ક્રિ૦ સ૦ જમીન અડકેલી રયાં કરે એવી રીતે કોઈ પણ નિર્જીવ અથવા સજીવ પદાર્થને સારી પઠે ખેંચવો—તાણવો ૨ પકડીને લઈ જવું.

ઘસરકો, પુ૦ નખે કરીને જોરમાં જે લીટો—છેકો પડેલો તે. ૨ એક વસ્તુને બીજી ઉપર જોરમા ઘસવી તે

ઘસવું, ક્રિ૦ સ૦ [ સં૦ ઘર્ષણ ] એક વસ્તુને બીજી ઉપર—સાથે જોરમા અહીં તહીં ખેંચ્યા કરવી.—'ઓરસિયાપર સુકડ ઘસ'. સરાણ ઉપર ચાકુ અસ્તરા વગેરે ઘસવાં. વાસણને ઘસવાં—ઘસીઘસીને માંજવાં.

—'ઘસીને ગુમડે ચોપડવાનો'—જરૂરને કામ પ્રસઙ્ગે પણ કંઈ ન કરે તેવો.

—'ઘસી પીવું'—દરકાર ન રાખવી; ગણકારવું નહિ તે

ઘસારો, પુ૦ ઘસાવાથી થયલી જે નિશાણી તે. ૨ ઘસા-

છોકરાઓ આજારી પડેથી જે હરડે સુઠ સજ્ઞળ વગેરેની મેળવણીની દવા પાયછે તે. ૪ નુકસાન, તોટો.

**ઘસાવું,** ક્રિ૦ અ૦ કોઇએ ઘસ્યુ હોય તેવુ થવુ ૨ ઘસેથી ઓછુ થઈ જવુ—'મુકેડ ઘસાય છે પણ ઓરસિયો ઘસાતો નથી' ૩ શરીરે અશક્ત થઈ જવુ ૪ પૈસાની ભીડમા આવવું, નાણાંની તઙ્ગીમા આવવુ. 'હાલમા પ્રેમચન્દભાઈ પૈસે ટકે ઘસાઈ ગયા છે, ૫ ખરચ કરવો, મદદ કરવી 'તે તેની પાછળ પાંચ પૈસા ઘસાઈ છૂટે છે'

**ઘસિયો,** પુ૦ આજરી ઘઉ વગેરેનો દુધથી કરમોડી સેકેલો જે લોટ તે.

**ઘસોટિયો,** પુ૦ ઘઉના સેકેલા લોટને ખૂબ ઘસી ફીણીને નરમ કરી તેમા ખાડ નાખી તૈયાર કરેલો તે. ઘસોટિયો લાડુ

**ઘાંચ,** સ્ત્રી૦ ખાંચ ( જૂની કવિતામા ). ૨ ગાડાના ચીલામા ઊણ્ડો ખાડો પડેલો હોય તે.

**ઘાંચણ, ઘાંચેણ.**

**ઘાંચી,** પુ૦ તલ દિવેલી વગેરેને ઘાણીમા પીલી તેલ કાડનારો ૨ તેલ દિવેલ વેચનારો, તેલી.

—'ઘાંચી ખૂટવો'—દીવામા તેલનુ પૂરુ થવુ-આવી રેવુ

—'ઘાંચીની ઘાણી જેવું'—ઘણુ મેલુ—ચીકટાયલુ—ડાઘાડુઘીવાળુ

—'ઘાંચીની ઘાણીએ જોડાવુ'—જઞ્જાળમાં ફસી પડવુ, પીડામા આવી પડવું, સસારના કામકાજમા જોડાવુ-રગડાવુ.

—'ઘાંચીનો બળદ'—એક જ રીતે ઘણુ કામ કર્યા કરે તે, સસારના કામકાજમા ગુચવાઈ ગયલો મનુષ્ય

**ઘાંચેણ,** સ્ત્રી૦ ઘાચીની બૈરી ૨ ઘણાં મેલા ને ડાઘાડુઘીવાળા લુગડાં પેરનારી સ્ત્રી (મર્મમા).

**ઘાંચો,** પુ૦ વાસકોડો.

**ઘાંટી,** સ્ત્રી૦ જુવાની આવ્યાથી ગળાના ઉપલા ભાગમાં જે નાનુ સરખુ હાડકુ બાર પડતુ દેખાય તે; હાડ્ડી, ૨ એવે સમે અવાજનુ બદલાવુ થાય છે તે ઘાટી ફુટતા પેલા અવાજ કેળવાઈ શકેછે પણ ફુટ્યા પછી તે ઘણુ કરીને તેવો ને તેવો જ રેછે

—'ઘાંટી ફુટવી'—જુવાની આવવી.

**ઘાંટો,** પુ૦ ગળામાથી નિકળતો અવાજ; સાદ

—'ઘાંટો ઉઘડવો—ખુલવો'—મોટો ને સારો અવાજ થવો ૨ બરાડો, મોટો સાદ

—'ઘાંટો બેસવો'—અવાજ જાડો થવો

**ઘાંધી, ગાંધી.**

**ઘા,** પુ૦ [હિં૦] ઊંચેથી જોરમાં પડી અથડાવુ તે, પ્રહાર 'હથોડાનો ઘા'. ૨ જખમ; ઝટકો. ૩ ચોવીશ તાનો જથો, દસ્તો ( કાગળનો ) ઘા મારવો—... —લાગવો—પડવો—થવો—ખમવો. મોટુ નુકસાન કરવું. ૨ દુઃખ લાગે તેવો પણ બધબેસ્તો બોલ બોલવો. ૩ તન દઇને કામ કરવુ તે 'એનાથી ... મારીને કામ થતુ નથી'

—'ઘા લાગવો'—છાતીમાં જબરી અસર થવી ૨ વાલાનાં મરણથી ઘણુ દુ ખ થવુ

**ઘાએલ, ઘાયલ.**

**ઘાઘરી,** સ્ત્રી૦ નાનો ઘાઘરો (નાની બાળકીઓને પે... વાની) ૨ મકરસઙ્ક્રાન્તિને પર્વે પાંચ સાત વરસની છોકરીઓને જે ઠીકરાને વાસણે નવડાવે છે તે.

**ઘાઘરો,** પુ૦ સ્ત્રિયોને કેડથી તે પગ સુધી પેરવાનુ ઘેરવાળુ સિવેલુ લુગડુ (એને કમ્મરેથી બે આગ... જેટલુ બેવડુ વાળી ચિણુ ભરેલી હોય છે ને તેમ દોરો પરોવે છે, જે દોરાવડે કમ્મરે ઘાઘરો ... છે) ચણિયો

**ઘાટ,** પુ૦ સ્ત્રિયોને પેરવાનુ એક જાતનુ રેશમી કપડુ ગાભો; કલગેર. ૨ જે આકારમાં ઘડાયુ—બને હોય, તે; આકૃતિ, ડોળ. ૩ શિકલ, સુરત, ચેહેરે સીનો. ૪ નદીને તીરે નાવા ધોવા ને પાણી ભરવા બાંધેલી જે ઢળતી—પગથિયાંવાળી જગો તે; ઓવારે આરો ૫ બે દેશની વચમાં જે લામ્બો પડેલો પાડ ... ૬ સહ્યાદ્રિ પર્વતની પૂર્વ તરફનો જે દેશ તે. ૭ પાડઉ... ચડવા ઉતરવાનો જે રસ્તો તે ૮ જે જુક્તિ—ત... વીજે—પ્રકારે એકાદુ કામ પાર પાડવુ હોય તે અથ... તે કામ 'એ ઘાટ તમે કોહોછો તેમ નહિ પણ ... તો ઉતરશે ખરો'.

—'ઘાટ ઘડવો'—નક્કર વસ્તુને હરકોઈ આ... આપવો ૨ જુગતી—તજવીજ—કરવી—કરી મુકી મનસુબો કરી રાખવો. 'રાજા કહે ઘડે સો ઘ... ઉઘાડ બાર જવા દે વાટ' (નંદબત્રિશી) ૩ ઘણુ નુકસાન કરવુ. ૪ મારી નાખવું 'પછિ અગદ બ... અગમા, પ્રથમ ઘાટ એનો ઘડું' (અગદવિષ્ટિ

—'ઘાટ ઘાલવુ'—ઠેકાણે પાડવું, ઉપયોગમ ચોકસ રીતે પૂર્ણ કરવુ 'અમો બેસી રહ્યા માટ, અહી આવો તો ઘાલીએ ઘાટ' ( પ્રેમા

**ઘાટડી,** સ્ત્રી૦ સિન્દુરિયા—રાતા રઙ્ગનુ ચુદડીની વાળુ ચાર પાચ હાથનુ જે રેશમી લુગડું તે —કન્યાને મોડ ઉપર ઓરાડવાની ઘાટડી. ૨ સણુ સ્ત્રીના મુડદાં ઉપર જે રાતુ રેશમી લુગડું ડવામા આવે છે તે

**ઘાટપોત,** ન૦ એક જાતનુ રેશમી કપડુ

**ઘાટી,** વિ૦ ઘાટ—પાડ સમ્બન્ધી —ઘાટી વગેરે. પુ૦ ઘાટના રેનાર શૂદ્રની એક જા...

દક્ષણી ચાકરો પાણી ભરવા વાસણ માજવા વગેરેનુ ઘરકામ કરે છે સ્ત્રી૦ સુસ્કેલી; આફત.

**ઘાટીલું,** વિ૦ દેખાવડું; રૂપાળુ; ખુબસૂરત.

**ઘાડવું,** ન૦ જેમા ગોળ ભરી વેચવામા આવે છે તે માટીનું ઠામ

**ઘાડવો,** પુ૦ ઘી—તેલ ભરવાનુ માટીનુ ઠામ

**ઘાડાસ,** સ્ત્રી૦ ઘાડાપણું; ઘણું જાડુ.

**ઘાડું,** વિ૦ છેક નરમ—પાણી જેવુ ન હોય તેવુ,લચકા—માવા જેવુ ટીલી દાળ એટલે નરમ પાણી જેવી દાળ અને ઘાડી દાળ એટલે લચકો દાળ. ૨ જાડું ૩ દુ:ખ સહીસહીને કઠણ છાતીનું થયલુ— થઈ રયલુ

**ઘાણ,** પુ૦ બહુ અનાજ શાક વગેરેને એકદમ—એકસપાટે તૈયાર ન બની શકે માટે તેના ભાગ પાડી અકેકાને જુદો જુદો તૈયાર કરવો તે—'ચાર ઘાણે ભજિયાં તળી કાડજે.' ભજિયાનો ઘાણ, લાહુનો ઘાણ વગેરે. ૧ લો ઘાણ, ૨ જો ઘાણ વગેરે. ૨ ધુળધાણી, ખરાબી; બગાડ, સથરવંથર, ભાંગી ફચરી ભેળસેળ કરી મુકવુ તે—'તેણે ઘાણ વાળી મુકયો છે' ૩ ઘાણીમાં પિલાયાથી જે હાલત થાય તે હાલતમાં આણી મુકવુ તે, ફચરી—છુંદી નાખવુ તે, સહાર; ડાટ 'દુષ્ટેનો ઘાણ કાડી નાખ્યો.' ઘાણ વાળવો—નુકસાન કરવું. લુહારનો મોટો અથોડો.

—'ઘાણ ઘાલવો'—ખરાબી કરવી. ૨ ભેળસેળ બગાડી નાખવુ.

—'ઘાણ નીકલી જવો'—સંહાર થવો; ઘણી [illegible] સ્થિતિમાં આવી પડવું; સંકડામણમા આવવુ, નુકસાનીમાં આવવુ; ફચડાઈ—છુંદાઈ જવુ.

—'ઘાણ પેસવો'—શરીરમાં રોગે જાથુકનો [illegible]વ કરવો

[illegible] સ્ત્રી૦ જે યન્ત્ર—સાંચાવડે ઘાંચી—તેલી તેલ [illegible]છે તે.

—'ઘાણીમા ઘાલી પીલવું'—ઘણુ દુ:ખ દેવું, [illegible]રીબાવવું, કમજોર કરવું

[illegible]ત, પુ૦-સ્ત્રી૦[સં૦] મારી નાખવુ—ઠાર કરવું તે, [illegible]હત્યા; ખુન—આત્મઘાત; પ્રાણઘાત ઈ૦ ઘાત કર્યો [illegible]—કરી. ૨ અકાળમૃત્યુ—જળઘાત, શસ્ત્રઘાત ઈ૦ [illegible] પુ૦ ઝટકો; ઘા; ક્ષત. ૪ પ્રહાર; ફટકો; [illegible]પારો; ઠોકવું તે. આઘાત, પ્રત્યાઘાત ઈ૦ ૫ [illegible]કાદિ સઙ્ખ્યાને પોતાની જ સાથે (પછી ગમે તેટલી [illegible]ર) ગુણીને વધારવી તે. જેમ કે ૪ એ સઙ્ખ્યાનો [illegible]દ્વઘાત—વર્ગ ૧૬ છે, ત્રિઘાત—ઘન ૬૪ છે, [illegible]ચતુર્ઘાત ૨૫૬ છે ઈ૦.

—'ઘાત જવી'—મરતાં મરતાં બચીજવું. 'તેને ચાર [illegible] ગઈ છે.'

**ઘાતક-કી,** વિ૦ [સ૦] ઘાત કરનાર; ખુની, પાયમાલી—ખરાબી કરનાર. ૨ નિર્દય, દુષ્ટ, ક્રુર

**ઘાતચન્દ્ર,** પુ૦ [સં૦] હાનિ—નુકસાન કરે તેવો જેટલામો ચન્દ્ર જે રાશિને હોય તે રાશિને તેટલામો જે ચન્દ્ર તે ઘાતચન્દ્ર કેવાય

**ઘાતવું,** ક્રિ૦ સ૦ ઘાલવુ (જૂના પુસ્તકોમાં)

**ઘાભરું-ભરું,** ગાભરું.

**ઘાભ,** ગાભ.

**ઘાભલી,** સ્ત્રી૦ સોનીએ તાર વિટાળવાની.

**ઘામ,** પુ૦ [સં૦ ઘર્મ] પરસેવો, સ્વેદ. ૨ ઉખારો; ગરમી; બાફ. ૩ તડકો.

**ઘામચ-છ-ટ,** ન૦ તડ—કાણામાંથી વાણનાં પેટા—ભણ્ડારમાં જે થોડુ થોડુ પાણી ભરાય તે.

**ઘામોટ,** પુ૦ ગામડામા લોકને ન્હાવવા પૂજા કરાવવા વગેરેનું કામ કરનારો, ગામગોર.

**ઘામોટું,** ન૦ ઘામોટનો જે ધન્ધો તે, ગોરપદુ.

**ઘાય,** ઘાવ.

**ઘાયડમલ,** વિ૦ બાહાદુર; શૂર; પેહેલવાન.

**ઘાયલ-ચેલ,** વિ૦ [હિં૦] જેને ઘા લાગ્યો હોય તે; દરદી; જખમી; દુ:ખી.

**ઘાયાબુડ્યા,** વિ૦ શસ્ત્રથી ઘાયેલ થયલા અથવા પાણીમા ડુબી ગયલા. ભાદરવા વદ ચૌદસે ઘાયાબૂડ્યાના સરાધ થાય છે

**ઘાયો,** પુ૦ ચોવીસ કાગળ—તાવનો જે જથો તે, દસ્તો ૨ ઘાયલ થયલો અથવા ઘાયલ થઈને મરી ગયલો ૩ હેયુ ભેદાય—દીલપર અસર થાય તેવો જે ટૂકો લેખ તે, સંકેતનું લખાણ. "ક્યાં ક્યારે ને કેમ, પ્રીત બન્ધાયે પેહેલી, ક્યા ક્યારે ને કેમ, પ્રીત નીભેછે સ્હેલી; ક્યા ક્યારે ને કેમ, પ્રીત તૂટેછે વ્હેલી, ક્યાં ક્યારે ને કેમ, પ્રીત ડાહી ને ઘેલી, હૂં ઊંચ સરોવર કમળની, ખિલવા માડુછુ હવે; ઓ ચતુર ભ્રમર વરજે મને, સુખ માર તુ આ ભવે"—(ચાંદબાની વાત) "ક્યાં ચંદન મળિયાગરી, ક્યા સાહેર ક્યા નીંબ, જયમ જયમ પડે વિપત્તડી, તયમ ત્યમ સહે શરીર" (મદાપચ્ચીસી)

**ઘારણ,** ન૦ કંઈ જ ભાન—જંખના—સ્વપ્ન નહિ તેવી જે નીંદ તે, ઘોરનિદ્રા.

**ઘારણો,** પુ૦ ઘારણ નાખનાર, માયાવી 'રાજરૂપ મદા ભારી ગણે મોટો ઘારણો' (વલ્લભ)

**ઘારી,** સ્ત્રી૦ કોપરા ખાડનુ અથવા કોપરાં ખાડ ને દુધના માવાનુ અથવા દાળ ગોળનુ તૈયાર કરેલુ પૂરણ કણેકમાં વણીને તળી કાઢેલી જે જાડી પૂરી તે ૨ અડદની—મગની દાળનુ જે વડું તે. ૩ ચોટલીની ચારે બાજુએ ફરતા રખાવેલા જે ઘેરા

